॥ श्रीहरिः ॥

॥ श्रीमद्गुरवो जयति ॥

# ॥ श्रीवल्लभाख्यान ॥

( શ્રીગોપાલદાસજી કૃત )

तथा

# मूळपुरुष

( શ્રીદ્વારકેશજી મહારાજ કૃત. )

ટીકાકાર

વૈષ્ણવ બાઇ કાશી, રાજનગર નિવાસી.

શુદ્ધ ગુજરાતીમાં શબ્દાર્થ સાથે છપાવી પ્રસિદ્ધ કરનાર

## વૈષ્ણવ હરિદાસ ઝવેરદાસ.

ખાડીયા, જેઠાભાઇની પોળમાં—અમદાવાદ.



શ્રીકૃષ્ણાબ્દ ૫૧૩૭, શ્રીવલ્લભાબ્દ ૪૩૪, સંવત ૧૯૬૭, સન ૧૯૧૧.

અમદાવાદ—ધી "ગુજરાત" પ્રિન્ટીંગ પ્રેસમાં

શા. સોમાલાલ મંગળદાસે છાપ્યું.

નીછાવર રૂ. ૦-૩-૦ ટપાલખર્ચ ૦-૦-૬

॥ श्रीहरिः ॥

॥ श्रीमथुरेशो जयति ॥

# ॥ श्रीवल्लभाख्यान ॥

( શ્રીગોપાલદાસજી કૃત )

तथा

# मूलपुरुष

( શ્રીદ્વારકેશજી મહારાજ કૃત )

ઉત્તેજક

વૈષ્ણવ બાઇ કાશી, રાજનગર નિવાસી.


શુદ્ધ ગુજરાતીમાં શબ્દાર્થ સાથે છપાવી પ્રસિદ્ધ કરનાર

**વૈષ્ણવ હરિદાસ ઝવેરદાસ.**

ખાડીયા, જેઠાભાઇની પોળમાં—અમદાવાદ.





શ્રીકૃષ્ણાબ્દ ૫૧૩૭, શ્રીવલ્લભાબ્દ ૪૩૩, સંવત ૧૯૬૭, સન ૧૯૧૧.

અમદાવાદ—ધી "ગુજરાત" પ્રિન્ટીંગ પ્રેસમાં

શા. સોમાલાલ મંગળદાસે છાપ્યું.

નોછાવર રૂ. ૦-૩-૦ ટપાલખર્ચ ૦-૦-૬

# અનુક્રમણિકા.

॥ श्रीकृष्णाय नमः ॥ श्रीगोपीजन वल्लभाय नमः ॥

## ॥ श्रीविठ्ठलेशो जयति ॥

# પ્રસ્તાવના.

આ ગ્રંથકર્ત્તા શ્રીગોપાલદાસજીનું જીવનચરિત્ર સૌ વૈષ્ણવોના ખ્યાલમાં આવે તેને માટે સંક્ષેપમાં મુકવામાં આવ્યો છે. પુષ્ટિમાર્ગ કૃપાસાધ્ય અને દીનતાનો છે. પ્રભુ કૃપા શું ન કરી શકે? જેમની કૃપાથી મુંગો માણસ બોલતો થઇ જાય છે અને લંગડો માણસ પર્વત ઓળંગી જાય છે.

મજકુર શ્રીગોપાલદાસજી વિષે એવી આખ્યાયિકા છે જે, ગુજરાત પ્રાંતના અમદાવાદ ( રાજનગર ) શહેરથી એક ગાઉ ઉપર અસારવા નામે ગામ છે, ત્યાં ભાઇલા-કોઠારી નામે એક વૈષ્ણવ ગૃહસ્થ રહેતા હતા. તેઓ શ્રી-ગુસાંઇજી ( શ્રીવિઠ્ઠલનાથજી ) ના પરમ કૃપાપાત્ર સેવક હતા. ( જેના ઘરમાં શ્રીગુસાંઇજી તથા તેમના પુત્ર શ્રી-ગોકુલનાથજીની બેઠક અદ્યાપિ વિદ્યમાન છે. ) જે ગામ હાલ શ્રીઆચાર્યજીની બેઠકથી ઓળખાય છે. તેને એક ગંગાબાઇ નામે પુત્રી હતી. તેને કોઇ ગોમતી કરીને પણ કહેતા. તેનું લગ્ન રૂપાલ ગામના રહીશ ગોપાલદાસજી સાથે પાંચ વર્ષની બાળવયમાં પરંપરાની રૂઢી પ્રમાણે કરવામાં આવ્યું હતું, તે સમે કાંઇ ખબર ન પડી પણ પાછળથી તેઓ મૂગા (ગુંગા) છે એમ જણાયાથી મજકુર ભાઇલા કોઠારીજીએ તેમને પોતાને ઘેરજ રાખ્યા હતા. એક સમે ગોમતીના લગ્ન પછી શ્રીગુસાંઇજી આપ શ્રીદ્વારિકા પધાર્યા ત્યારે મજકુર ભાઇલાકોઠારીને ઘેર ઉતર્યા. ત્યાં તેમના જમાઇ ગોપાલદાસજીને જોઇ તે વખતે આપે કૃપા

કરી પુછયું કે આ કોણ છે? ત્યારે ભાઇલાકોઠારીએ વિનંતિ કરી જે હે કૃપાનાથ! એતો આપની ગોમતીનો વર છે, ત્યારે આપશ્રીએ કહ્યું જે ગોમતીનો વર તો સાગર હોવો જોઇએ; ત્યારે કોઠારીજીએ કહ્યું જે આપની કૃપાથી એજ સાગર થશે. ત્યારપછી આપ કૃપા કરી ગોપાલદાસજીને અધરામૃત આપ્યું જેથી સકલલીલા તેમને સ્ફુરી અને શ્રીવલ્લભાખ્યાન તુરતજ ગાવાનું શરૂ કર્યું, "વંદુ શ્રીવિઠ્ઠલવર સુંદર નવઘન શ્યામ તમાલજી." વિગેરે.

આ ગ્રંથમાં શ્રીઆચાર્યજી મહાપ્રભુજી, શ્રીગુસાંઇજી તથા તેમનાં સર્વે પુત્ર પુત્રીઓ અને વહુજીઓના નામો તથા તેમના ગુણોનું વર્ણન કરેલું છે. ફક્ત શ્રીગુસાંઇજીના શ્રીરૂક્મિણીજી તથા શ્રીપદ્માવતી વહુજીઓના નામો તથા ગુણોનું વર્ણન કર્યું નથી તે પરથી સિદ્ધ થાય છે કે આખ્યાનો શ્રીગોપાલદાસજીએ કરેલા હોવા છતાં વાણી શ્રીગુસાંઇજીનીજ છે કારણ પતિએ પોતાની સ્ત્રીનું નામ ન લેવું એવો ધર્મશાસ્ત્રનો નિર્ણય છે. એજ પ્રમાણે શ્રીમદ્‌ભાગવતના સંબધમાં થયું છે, કારણ કે શ્રીભગવાને શ્રીશુકદેવજીના મુખારવિંદદ્વારા શ્રીભાગવત કહેવડાવ્યું પણ કોઇ ઠેકાણે શ્રીરાધાજીનું નામ દીધું નથી.

એક વાર્તામાં એમ પ્રસિદ્ધ છે કે જે સમે શ્રીગુસાંઇજીએ ગોપાલદાસને અધરામૃત આપ્યું તે સમે રાત્રિ હતી તેથી શ્રીગોપાલદાસજીને રાસલીલાના દર્શન થયાં અને તેઓ આખો રાત તેમાં નિમગ્ન હતા તે બીજે દહાડે સવાપહોરદિવસચઢયો ત્યાં લગી તેમાં રહી પછી લૌકિકમાં પ્રવૃત્તિ થઇ; તે આવેશથી પ્રાતઃકાળ હોવા છતાં પણ પ્રથમ આ શ્રીવલ્લભાખ્યાનનું ગાન કેદાર રાગમાં કીધું છે. એઓએ સંપૂર્ણ પુષ્ટિમાર્ગનો સિદ્ધાંત નવઆખ્યાનમાં વર્ણવી આપ્યો છે.

સદરહુ ગ્રંથ પ્રથમ સંવત ૧૯૧૯ ની સાલમાં મુંબઇમાં દાક્તર ધીરજરામ દલપતરામે છપાવી બહાર પાડેલો હતો ત્યારબાદ સંવત ૧૯૨૬ માં મુંબઇવાળા ગોસ્વામિ શ્રીજીવણલાલજી મહારાજ અને રાજનગરવાળા ગોસ્વામિ શ્રીવ્રજરાયજી મહારાજ તરફથી. ત્યારબાદ સંવત ૧૯૫૪ માં યદુવંશી પુસ્તકાલયના માલિક ગોવર્દ્ધનદાસ લક્ષ્મીદાસ તરફથી અને છેવટે સંવત ૧૯૬૪ માં ધંધુકાવાળા વનમાળીદાસ રતનજી શાહ તરફથી બહાર પડેલ છે તે તમામ પ્રતોની સાથે મુકાબલો શુદ્ધ પાઠ થાય તેને માટે કર્યો છે; અને વળી તેની જુજ કીમત રાખવામાં આવેલી છે તેનું કારણ એટલુંજ કે ગરીબથી તે તવગર વૈષ્ણવજનો લાભ લેઇ શકે. આવા નાનાં પુસ્તકો જેમાં ફક્ત નવ આખ્યાનો છાપેલાં હોય છે તેવા પુસ્તકોની અશુદ્ધ સામું જોયું હોય તો ખરેખર તેના ઉપર અભાવો આવ્યા વગર રહેજ નહિ કારણ કે તેમાં કોઇ શબ્દને બદલે કોઇ શબ્દ અને અર્થને બદલે અનર્થ થાય તેથી સુજ્ઞ વૈષ્ણવોના મનને ખેદ થયા વગર રહેતો નથી. અશુદ્ધ બોલવું અગર ગાવું તેના કરતાં મુંગા રહેવું એજ ઉત્તમ છે. બજારમાં પુસ્તકો વેચનાર શુદ્ધિ અશુદ્ધિને માટે દરકાર નહી રાખતા છપાવે જાય છે ને પુસ્તકો સસ્તાં વેચે છે એટલે ખરેખર વૈષ્ણવોને તેના ઉપર અણગમો થયા વગર રહેતોજ નથી.

આ પુસ્તક મારાથી બને તેટલું પુરતું ધ્યાન દેઇને છપાવી બહાર પાડયું છે છતાં કોઇ પ્રકારની રહી ગએલી ભૂલને સુજ્ઞજનો સુધારીને વાંચશે એટલી મારી વિનંતિ છે. આખ્યાનમાં કોઇ કોઇ જગાએ બે પાઠ હોય છે તેની સમજણ “ ફુટનોટ ” માં મુકવામાં આવી છે.

આ ગ્રંથ છપાવવામાં અત્રેના શેઠ હીરાચંદ લખમીચંદ હા. ભાઇ લલ્લુભાઇ ગોવીંદલાલ તરફથી તથા ઘાંચી મોતીલાલ ગોવિંદની ઓરત બાઈ કાશીના સ્મર્ણાર્થે મને જે કીમતી મદદ મળીછે તેને માટે હું તેમનો ઉપકાર માનું છું. બીજાઆગ્રહી વૈષ્ણવો અને સદ્‌ગૃહસ્થો તેનું અનુકરણ કરી સર્વ વૈષ્ણવોને થોડા ખર્ચે લાભ મળે તેમ કરવામાં ઉત્સુક જણાશો. એટલી મારી ભલામણ છે. એ રીતે વર્તવાથી મદદ કરનારને અલૌકિક અલભ્ય લાભ ગર્ભિત રીતે બહુ મળે છે તેમાં કાંઇ સંદેહ નથી. " सुज्ञेषु किम् बहुना "

સં. ૧૯૬૭ ના આષાડ વદ ૨ ને
ગરેગો. તા. ૧૩-૭-૧૧
અમદાવાદ,
જેઠાભાઇની પોળમાં, ખાડીયા.

લી. દાસાનુદાસ,
વૈષ્ણવ હરિદાસ ઝવેરદાસ
ના દીનતાપૂર્વક જયશ્રીકૃષ્ણ વાંચશો.



# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬ | ૭ | શ્રીકૃષ્ણ | શ્રીકૃષ્ણ |
| ૧૦ | ૧૨ | દૃષ | દૃષ્ટિ |
| ૧૦ | ૧૫ | કાને | કાને |
| ૧૧ | ૩ | કાલકાલમાં | કલિકાલમાં |
| ૧૭ | ૧૦ | વહાલા | વહાલો |
| ૨૦ | ૧૩ | સિંધુ | સિંધુ |
| ૨૦ | ૧૪ | એકાર્થનો | એકાર્થનો |
| ૨૨ | ૧૧ | જાણે | જાણે |
| ૨૫ | ૨ | રૂપ સુદરતા | રૂપ સુંદરતા |
| ૨૬ | ૮ | જાણુ | જાણે |
| ૨૬ | ૧૧ | સંધ્યાસમ | સંધ્યાસમે |
| ૨૯ | ૭ | મધુમણિ | મધ્યમણિ |
| ૩૧ | ૨૨ | ગભ | ગર્ભ |
| ૩૩ | ૩ | દેખ | દેખિ |
| ૩૩ | ૪ | વિધાનગર | વિદ્યાનગર |
| ૩૫ | ૨૪ | મારે | મોરે |
| ૩૮ | ૫ | શ્રીવિલ | શ્રીવિઠ્ઠલ |
| ૪૦ | ૧૦ | કહ્યા | કહ્યો |



# श्रीविठ्ठलनाथजी (श्रीगुसाइजी.)



जन्म संवत् १५७२ व्रज पोस कृष्णपक्ष ९.



॥ श्रीकृष्णाय नमः ॥

# ॥ अथ श्रीवल्लभाख्यान प्रारंभः ॥

## ( नवाख्यान. )

### आख्यान पहेलुं.

( રાગ કેદારો તાલ દીપચંદી અથવા ત્રિતાલો ).

દોહોડ પહોર રાત્રે ગવાય છે.

વંદું[૧] શ્રીવિઠ્ઠલેશ્વર[૨] સુંદર[*], નવઘન[૩] શ્યામ તમાલજી[૪];
જગતીતલ[૫] ઉદ્ધાર કરેવા, પ્રકટ્યા પરમદયાલ. ૧

શ્રીપુરૂષોત્તમ સ્વતંત્ર ક્રીડા, લીલા દ્વિજતનુ[૬] ધારી;
સાત દિવસ ગિરિવર કર[૭] ધાર્યો, વાસવ[૮] વૃષ્ટિ નિવારી[૯]. ૨

તે પ્રકટયાનું કારણ કહિયે, જો શ્રોતા[૧૦] મન આણો;
કરો કૃપા હું કરૂં વિનતિ, પોતાનો કરિ જાણો. ૩

વ્યાપકરૂપ અદ્વૈત[૧૧] બ્રહ્મ[૧૨] જે, તેજોમય[૧૩] કહેવાય;
આર્યપંથ[૧૪] અધિકારી મુનિજન[૧૫], તે માંહે લય થાય. ૪

---

૧ નમન કરૂં છું. ૨ પતિ, શ્રેષ્ટ. * " સુંદરવર " એવો પણ પાઠ છે. ૩ નવો મેઘ. ૪ એ નામનું વૃક્ષ. ૫ ભૂતલ. ૬ બ્રાહ્મણ દેહ. ૭ શ્રીહસ્ત. ૮ ઈંદ્ર. ૯ રોકી. ૧૦ " જો સુરતા મન આંણો " એવો પણ પાઠ છે. ૧૧ એકજ. ૧૨ અક્ષર બ્રહ્મ. ૧૩ સ્વયંપ્રકાશ. ૧૪ વેદમાર્ગ; નિષ્કામ કર્મમાર્ગ. ૧૫ મૌન ધારણ કરીને પ્રભુનુંજ ભજન કરવાવાળા.

અક્ષર[1] આદિ અખંડ અનૂપમ, ઉપમા કહી ન જાય;
અસ્તિવસ્તુ[2] સૌકો મલિ બોલે, નિગમ[3] નેતિનેતિ[4] ગાય. ૫
નિર્ગુણનો નિર્દેશ[5] અટપટો, રસના[6] શી પેરે કહિયે;
રૂપ વર્ણ વપુ[7] દ્રષ્ટપદાર્થ, ત્યાં એકો નવ લહિયે. ૬
તેહથકી પુરૂષોત્તમ અળગા, લીલા અચલ વિહાર[8];
બ્રહ્મજ્ઞાની[9] ને મુક્તિમાર્ગી[10], સ્વપ્ને નહીં વેહેવાર. ૭
જ્યાં શ્રીવૃંદાવન આદિ અચલ[11] શશી[12], શરદરેણુ[13] બહુવેશ[14];
વનદેવી[15] પદકુમકુમ[16] મુખ સુખ, સ્પર્શે રંગ વિશેષ. ૮
જ્યાં સરિતા[17] ચામીકર[18] મણિગણ[19], ઉભયબદ્ધ[20] સોપાન[21];
કમલ કુમુદ[22] નાના[23] અલિ[24] સુંદર, મધુર* કરે ત્યાં ગાન. ૯
કનકલતા[25] માલતી મલ્લિકા[26], વિવિધ કુસુમ મકરંદ[27];
શીતલ પવન ઝકોરે લહેરી, સ્પર્શે અતિ આનંદ. ૧૦
પદ્મરાગ[28] મરકતમણિ[29] સ્ફટિક, શ્રીગોવર્દ્ધન સોહે;
બ્રહ્મ[30] રૂદ્ર[31] ત્યાં કોણ બાપડા, શ્રીહરિના મન મોહે. ૧૧

---

૧ અક્ષર બ્રહ્મ. ૨ કાંઇ વસ્તુછે. ૩ વેદ. ૪ "એમ નથી એમ નથી." ૫ નિરૂપણ. ૬ જીવ્હા. ૭ દેહ. ૮ રાસક્રીડા. ૯ કર્મમાર્ગી. ૧૦ મર્યાદા-ભક્તિ માર્ગી. ૧૧ ગિરિરાજ. ૧૨ ચંદ્રમા. ૧૩ શરદ ઋતુની રાત્રી. ૧૪ "એશ" એવો પણ પાઠ છે. ૧૫ પુલિંદી વિગેરે. ૧૬ ચરણારવિંદનું પ્રસાદી કેસર. ૧૭ શ્રીયમુનાજી. ૧૮ સુવર્ણ. ૧૯ મણીનો સમૂહ. ૨૦ બંને બાજુઓ. ૨૧ સીઢી. ૨૨ ચંદ્ર વિકાસી કમલ. ૨૩ અનેક પ્રકારના. ૨૪ ભ્રમર. * "મધુપ કરે ત્યાં ગાન" એવો પણ પાઠ છે. ૨૫ પીળી ચમેલી. ૨૬ મોગરા. ૨૭ મંદ સુગંધ. ૨૮ ઉત્તમ માણેક. ૨૯ ઇંદ્રનીલમણિ. ૩૦ બ્રહ્મા. ૩૧ શીવજી.

નાના પક્ષીની શબ્દમાધુરી, શોભાતણો નહિ પાર;
વિવિધ પ્રકારે જુજવા કહેતાં, ગ્રંથ થાય વિસ્તાર.૧૨
શ્યામા[૧] શતદલનયન[૨] સુંદરી, જૂથ[૩]તણો નહિ પાર;
અનેક રાસમંડલ રચના રચી, ખેલે શ્રીનંદકુમાર.૧૩
એણીપેરે નિત્યનવલી લીલા, ઘોષ[૪] વાદ્ય[૫] ઝંકાર;
અંગસ્વેદમકરંદે મોહ્યા, મધુપ[૬] કરે ગુંજાર. ૧૪
તે પ્રભુને મન ઇચ્છા ઉપની, જશ થાવા વિસ્તાર;
અધિકારી પાખે એ વાણી, નહિ કોને ઉચ્ચાર. ૧૫
ભ્રૂભંગેથી[૭] સૃષ્ટિ નીપની, અતિ સુંદર બ્રહ્માંડ;
ચૌદલોક નાના વૈચિત્ર્યે, ભૂમંડલ નવખંડ. ૧૬
પરપોતાની[૮] વ્યક્તિ[૯] કરેવા, સૃષ્ટિ તે દ્વિધા[૧૦] પ્રકાર;
દૈવી-આસુરી બે ઉપજાવી, પ્રભુ મન કરી વિચાર.૧૭
ભકિત સુંદરી ને માયા દાસી, બે મૂર્તિ પ્રકટાવી;
તેમાં પહેલી નખશિખસુભગા[૧૧],શ્રીહરિનેમન ભાવી. ૧૮
કૃપાકટાક્ષે[૧૨] હુવા અક્ષરમાં[૧૩], ઉપન્યા સત્વઅનંત[૧૪];
ભકિતલીન હુવા સૌભાગી, તે વૈષ્ણવ ગુણવંત. ૧૯
બીજી કટાક્ષે જે જન ઉપન્યા, માયામાં થયા લીન;
કર્મજડ[૧૫]આસુરી[૧૬]અન્યઉપાસક[૧૭],ભજન[૧૮]ધર્મ[૧૯]થીહીન. ૨૦

---

૧ કીશોરવયવાળી સોળ વર્ષની ઉમ્મરની સ્યામા. ૨ ૧૦૦ પાંખડીના કમળ જેવાં નયનવાળાં. ૩ વ્રજાંગના. ૪ અવાજ ( કંકણ વિ.) ૫ મૃદંગ વિ. નો શબ્દ. ૬ ભમરા. ૭ ભ્રૂકુટીના ચલન માત્રથી. ૮ પરકીયસ્વકીયની. ૯ સ્પષ્ટતા. ૧૦ બે પ્રકારની. ૧૧ નખથી કેશપર્યંત સૌભાગ્યવાળી. ૧૨ ઇચ્છાપૂર્વક દેખવું તે. ૧૩ અક્ષર બ્રહ્મમાં. ૧૪ અસંખ્યાત જીવો. ૧૫ કર્મકાંડમાં આસકતીવાળા. ૧૬ ઇશ્વરને નહી માનનારા. ૧૭ શ્રીપૂર્ણપુરૂષોત્તમ ભગવાન સિવાય બીજા દેવતાનું ભજન કરવાવાળા. ૧૮–૧૯ પ્રભુની સેવા નહી કરવાવાળા અને વેદમાં વર્ણાશ્રમ ધર્મો બતાવેલાછે તેને પણ નહી માનનારા.

એણીપ્રકારે સૃષ્ટિ દ્વિધા[1] ગુણ[2], મિશ્રિત ચાલી જાય;
*ભક્તિમાર્ગી જીવ સ્વતંત્ર, કેવલ ભકત ન થાય. ૨૧
શ્રીપુરૂષોત્તમે વળિ વિચાર્યું, હવે પ્રકાર શો કરિયે;
મ્હારી સેવા અને કથારસ, નિરૂપવા[3] તનુ[4] ધરિયે. ૨૨
ભકત જીવનાં ભાગ્ય વિસ્તર્યાં, ઇચ્છા કરિ હરિસાર;
તેને હિતેં આપોપેં પ્રકટયા, શ્રીવલ્લભરાજકુમાર. ૨૩
પૂર્ણબ્રહ્મ શ્રીલક્ષ્મણ સુત, પુરૂષોત્તમ શ્રીવિઠ્ઠલનાથ;
શ્રીગોકુલમાં પ્રકટ પધાર્યા, સ્વજન કીધાં સનાથ[5]. ૨૪

## इति श्रीगोपालदासजीकृत प्रथमाख्यान संपूर्ण.

## आख्यान बीजुं.

(રાગ રામકલી તાલ આડાચોતાળો દિવસ ઉગતે ગવાય છે.)

લક્ષ્મણ[6] સુત શ્રીવલ્લભરાયજી[7],
સ્મરણ કરતાં દુષ્કૃત[8] જાયજી;

---

૧ દૈવી આસુરી બે પ્રકારની સૃષ્ટિ. ૨ સત્વરજ તમથી યુક્ત. * અહીં તુકનો અર્થઃ–નિર્ગુણ ભક્તિમાર્ગીય જે જીવ છે તે સ્વતંત્રતાથી કેવળ ભક્ત થાય નહી એટલે ગુરૂની કૃપા વિના જ્ઞાન ભક્તિ જરાએ પ્રાપ્ત કરી શકતો નથી. ૩ નિરૂપણ કરવા. ૪ દેહ. ૫ બ્રહ્મસંબંધ આપી વણીયાતા કર્યાં, પ્રભુનો સંબંધ કરાવ્યો. ૬ લક્ષ્મણ ભટજીના પૂત્ર શ્રીવલ્લભાચાર્યજી. ૭ શ્રીવલ્લભરાયજી કહેવાયછે તેનું કારણ એ કે વિદ્યાનગરમાં કૃષ્ણદેવ રાજાને ત્યાં ભરતખંડમાં ઘણા મતમતાંતરો ચાલેછે તેમાં કીયો માર્ગ શ્રેષ્ટછે તે સિદ્ધ કરવાનેમાટે સર્વ માર્ગના આચાર્યોને બોલાવ્યા તે વખતે વિષ્ણુ સંપ્રદાયની ગાદીના આચાર્ય તરીકે ત્યાં શ્રીમહાપ્રભુજી પધાર્યા તે વખતે માયા મતનું ખંડન કરી શુદ્ધાદ્વૈત મતનું સ્થાપણુ કર્યું. પછી રાજાએ કનકાભિષેક કરાવી શ્રીમહાપ્રભુજીને તિલક કર્યું. તેથી બધા આચાર્યોના રાય એટલે રાજા કહેવાયા. ૮ પાપ.

કલિ[૧]જન તરેવા નહીં અવર ઉપાયજી,
યજ્ઞપુરૂષ[૨] હરિના[૩] શ્રુતિ ગુણ ગાયજી. ઢાળ. ૧
ગાય શ્રુતિ ગુણરૂપ અહર્નિશ, ધરી ધ્યાન વિચાર;
આનંદરૂપ અનૂપ[૪] સુંદર, પામે નહિ કોઈ પાર[૫]. ૨
પ્રાણપતિ[૬] પ્રાકટય કારણ, કાંઇએક કહું મતિમંદ[૭];
હર[૮] સુર[૯] વિધાતા[૧૦] નવલહે, સાક્ષાત્ બ્રહ્માનંદ. ૩
શ્રીવૃંદાવનચંદમુખરૂચિ[૧૧], અગ્નિ તે અવતાર;
દ્વિજતિલક[૧૨] ત્રિભુવન નામ[૧૩] નિરૂપમ, રૂપ અંગીકાર[૧૪]. ૪
દેવલોક દુંદુભિ વાજિયાં, આનંદ કરે રે નિઃશંક[૧૫];
અસુર[૧૬]તિમિર[૧૭] ઉચ્છેદવા[૧૮], ભૂવિ વલ્લભદેવ[૧૯] મયંક[૨૦]. ૫
પૂર્ણપુરૂષ[૨૧] પ્રમાણપંથા[૨૨] વ્યાખ્યાતા[૨૩] વેદાંત;
ગ્રંથ સર્વે રસરૂપ[૨૪] કીધા, પોતાને સિદ્ધાંત[૨૫]. ૬
રસિકરસના રસિકવાણી, જાણી સર્વે નવખંડ;
ઉર્ધ્વપંથા[૨૬] સુજશ પ્રસર્યો, વાધિયો બ્રહ્માંડ[૨૭]. ૭
એકબ્રહ્માંડે જેના જશ ન માયા, તેના હુવા કોટિઅનંત;

૧ કલિયુગના જીવો. ૨ યજ્ઞસ્વરૂપ પ્રભુ, યજ્ઞ કરાવનાર અને યજ્ઞભોક્તા "યજ્ઞ ભોક્તા, યજ્ઞ કર્ત્તા" એવું નામ શ્રીસર્વોત્તમ સ્તોત્રમાંછે. ૩ સર્વના દુઃખને હરણ કરવાવાળા. ૪ ઉપમા આપી ન શકાય એવા. ૫ અંત, છેડો. ૬ અલૌકિક પતિ. ૭ મંદ બુદ્ધિ. ૮ શીવજી. ૯ ઇંદ્રાદિક દેવ. ૧૦ બ્રહ્માજી. ૧૧ કોટિકળા શ્રીવૃંદાવન ચંદરૂપી પ્રભુના મુખાર્વિંદની કાંતી. ૧૨ ઉત્તમ બ્રાહ્મણ. ૧૩ કીર્તિ. ૧૪ ધારણ કર્યું. ૧૫ ભયરહિત. ૧૬ માયાવાદી લોકો. ૧૭ અંધારૂં. ૧૮ નાશ કરવા. ૧૯ દેવતાઓના પ્રિય. ૨૦ ચંદ્રમા. ૨૧ શ્રીપુરૂષોત્તમ. ૨૨ વેદ માર્ગ. ૨૩ ભાષ્ય કરવાવાળા. ૨૪ પ્રભુનું સ્વરૂપ. ૨૫ શુદ્ધાદ્વૈત સિદ્ધાંત. ૨૬ આકાશમાર્ગ. ૨૭ ચૌદલોકમાં.

તોએ ત્યાંથકી વાધિયો જઇ, વર્યો મુખ [1]ધીમંત. ૮
[2]અતૂલ [3]અમલ [4]ઉદ્યોત ઉદયો, ભૂતલ દ્વિજ[5]માર્તંડ;
[6]ભક્તિમાર્ગ [7]કેસરી [8]ગંજ, [9]માયિકમત [10]શતખંડ. ૯
દિગ્વિજય દશદિશાયે કીધો, પરિક્રમાને [11]વ્યાજ;
તીર્થ સકલ [12]સનાથ કીધાં, [13]ચરણરેણુસમાજ. ૧૦
[14]પત્રાવલંબે પંડિત જીત્યા, [15]માયિકમતમાતંગ;
[16]શ્રીકૃષ્ણપૂર્ણબ્રહ્મ સ્થાપ્યા, જેનાં રૂપ કોટિ [17]અનંગ. ૧૧
[18]સ્વમાર્ગ સ્થિર સ્થાપવા, આપ્યા [19]ભજનાનંદ;
[20]નામ આપ્યાં જીવને, શુભ નિષ્ટ [21]મુખમકરંદ. ૧૨
અનેક જીવને કૃપા કરવા, દેશાંતર પ્રવેશ;
[22]કોમલપદ જ્યાં કમલ [23]વિલસે, ધન્ય કહું તે દેશ. ૧૩
[24]અંગ [25]બંગ [26]કલિંગ [27]કૈકટ, [28]માગધ [29]મારૂ [30]સુર [31]સિંધ;
તે તામસના [32]અઘ હર્યા, પ્રતાપ પદરજગંધ. ૧૪

---

૧ બુદ્ધિવાન પુરૂષ. ૨ તુલના કરી શકાય નહી. ૩ મલરહિત, પ્રકાશીત. ૪ તેજ. ૫ શ્રીમહાપ્રભુજીને સૂર્યની ઉપમા આપી છે. ૬ પુષ્ટિમાર્ગ. ૭ સિંહ. ૮ હાથી. ૯ માયાવાદી. ૧૦ સેંકડો ટુકડા. ૧૧ મિષ, બહાનુ. ૧૨ ધણીયાતા. ૧૩ ચરણરજનો સમાગમ. ૧૪ પત્રાવલંબન ગ્રંથ. ૧૫ મદોન્મત્ત હસ્તિ જેવા માયાવાદીઓ. ૧૬ કોટિ કંદર્પ લાવણ્ય પૂર્ણબ્રહ્મ શ્રીકૃષ્ણચંદ્ર. ૧૭ લૌકિક આકાર રહિત, કામદેવ. ૧૮ પુષ્ટિમાર્ગ. ૧૯ સેવાનો આનંદ. ૨૦ અષ્ટાક્ષર, પંચાક્ષર. ૨૧ શ્રીસુબોધિનીજીનું દાન, શ્રીમુખથી અધરામૃતનું દાન. ૨૨ સુકુમાર ચર્ણાર્વિંદ. ૨૩ પધારે છે, શોભે છે. ૨૪ અંગદેશ. ૨૫ બંગાલદેશ, (ગંગાસાગર.) ૨૬ કલિંગદેશ. ૨૭ કિકટદેશ (શ્રીગયાજી). ૨૮ મગધદેશ (હાજીપુર.) ૨૯ મારવાડદેશ (શ્રીપુષ્કરજી.) ૩૦ સૌરાષ્ટ્ર કાઠિયાવાડ, (જુનાગઢ). ૩૧ સિંધદેશ. ૩૨ પાપ.

[1]કનકસ્નાન [2]શતમણુસુવર્ણે, કરાવ્યું [3]મહીપાલ;
તે મુકીને વેગે ચાલિયા, [4]રાય દ્રષ્ટિ ન પાછી વાલ. ૧૫
[5]ત્યાંથી દક્ષિણ પ્રભુ પધારિયા, પાંડુરંગ શ્રીવિઠ્ઠલનાથ;
નેત્ર મળતાં વાત કીધી, વચન દીધું હાથ. ૧૬
વચન નિશ્ચે શ્રીનાથે માગ્યું, કીધી શ્રીવલ્લભજી સૂં વાત;
અમને તે ઇચ્છા એહ છે જે, હું નંદન તમે તાત. ૧૭
તે પુરૂષોત્તમ પ્રકટશે, શ્રીવિઠ્ઠલ રૂપનિધાન;
નેત્રકમલે નાનાભાવે, દેશે ભકતને સન્માન. ૧૮
ત્યાંથી શ્રીવૃંદાવન પાંઉધારિયા, જ્યાં [6]મધુપ કરે ઝંકાર;
કુસુમ[7]કુંદ નવમલ્લિકા, [8]મકરંદનો નહીં પાર. ૧૯
[9]તરૂતમાલ અતિ શોભતા, [10]હેમજૂથિકાસંઘોડ;
[11]લલના તે સુભગા લટકતાં, [12]હીંડે તે મોડામોડ. ૨૦
[13]તાનધુનિ [14]મુનિ [15]મયૂરરૂપે, સાંભળે ધરિ ધ્યાન;
નિત્યલીલાગાન [16]શ્રવણે, કરે તે [17]મધુપાન. ૨૧
[18]કુંજસદન સોહામણા, શોભાતણો નહીં પાર;
વિવિધ રાસમંડલ રચના રચિ, ખેલે શ્રીનંદકુમાર. ૨૨

---

૧ કનકાભિષેક. ૨ ૧૦૦ મણ સોનું. ૩ કૃષ્ણદેવ રાજા. ૪ શ્રી-વલ્લભાચાર્યજી. ૫ વિદ્યાનગરથી. ૬ ભમરા. ૭ ફુલના નામ છે. ૮ ભમરા. ૯ તમાલનું ઝાડ. ૧૦ ઝાડનો સમૂહ. ૧૧ શ્રીગોપિકાઓ. ૧૨ રસરૂપ ચાલ જેથી પ્રેમ ઉત્પન્ન થાય, ૧૩ વિણા મૃદંગ વીગરેના શબ્દ ( અવાજ ). ૧૪ મુનિજન. ૧૫ મોરના સ્વરૂપે. ૧૬ કાનદ્વારા ૧૭ મીષ્ટરસનું પાન. ૧૮ નિકુંજ.

રંગે તે રમતા દીઠડા, બલદેવ[1] શ્રીગોવિંદ[2];
એ પુત્રભાવે પ્રકટશે, મન ઉપન્યો આનંદ. ૨૩
બલદેવ શ્રીગોપીનાથ કહિયે, શ્રીવિઠ્ઠલ નંદાનંદ;
એ વેદપંથ[3] વિસ્તારશે, જન[4] આપશે આનંદ. ૨૪
ત્યાંથી કેશિઘાટ[5] પધારિયા, કહિ કથા[6] તત્વ[7] સમાધિ[8];
રસપુંજપુરૂષોત્તમપ્રમાણ્યા[9],સરસ્વતી[10]તજિઆધિ[11].૨૫
ગિરિરાજને આશ્વાસ[12] દીધો, ધરી કોમલચરણ;
હર્ષે તે સામા આવિયા, શ્રીગોવર્દ્ધન ઉદ્ધરણ. ૨૬
હળીમળીને ચાલિયા, ચરણાટ[13] જ્યાં નિજધામ[14];
નવરંગનાગર[15] પ્રકટિયા, મન પૂરવા બહુ કામ[16]. ૨૭
તત્વસંખ્યાયે[17] કહ્યાં, પદ સાર માંહે સાર;
હવે કાંઇએક સ્તુતિ કરૂં, શ્રીવલ્લભરાજકુમાર. ૨૮

## इति श्रीगोपालदासजीकृत द्वितीयाख्यान संपूर्ण.

---

૧ શ્રીબલદેવજી (શ્રીગોપીનાથ). ૨ શ્રીકૃષ્ણ (શ્રીવિઠ્ઠલનાથજી). ૩ વેદ પ્રતિપાદિત પુષ્ટિમાર્ગ. ૪ દૈવી જીવ. ૫ શ્રીવૃંદાવનમાં છે તે. ૬ શ્રીમદ્ ભાગવતની. ૭ વેદશાસ્ત્ર પુરાણાદિકનો તત્વ. ૮ વ્યાસજીની સમાધિ ભાષા (શ્રીમદ્ભાગવતની કથા). ૯ વેદ તથા શ્રુતિઓના પ્રમાણોથી. ૧૦ વાગ્દેવતા. ૧૧ મનની વ્યથા. ૧૨ ધીરજ. ૧૩ કાશીથી સાત કોસ ઉપર ચરણાદ્રી. ૧૪ પોતાનું ઘર. ૧૫ ચતુર એવા શ્રીગુસાંઇજી. ૧૬ મનોરથ. ૧૭ અઠાવીસ તત્વ ( ૨૮ પદ અગર સંખ્યા ).

## आख्यान त्रीजुं.

( રાગ ધન્યાશ્રી તાલચર્ચરી ).

દિવસ ઉગતે ગવાય છે.

આ[1] પોસ મધ્યાને નોમે શ્રીનાથજી[2],
અંક્કાજી[3] ઉર ઉપન્યો આનંદ;
આ ચંદ શ્રીવૃંદાવનતણો પ્રકટિયો. ૧
સૌભાગ્ય સુંદરી મલી ધવલ[4] ગાયે, સુહાયે રૂડા કંઠસું નાદ;
આલ્હાદ[5] ઉપન્યો તે અંગોઅંગ[6] ઘણો. ૨
સૂતિકાસદન[7] સુહામણું, શોભા રૂડી લેહેરડે જાયે;
આ વાજીંત્ર[8] વાજે તેસમે[9]તણાં. ૩
સર્વસ્વદાન[10] તેણે સમે, કરે રે શ્રીવલ્લભજી ઉદાર;
સુકુમાર[11] સુત[12] ઉદયો[13] શ્રવણે[14] સુણી. ૪
પાતાલે શેષનાગ રીઝિયા, ઉપર ઇંદ્રાદિક દેવ;
તત્ક્ષણ સુણિ નિસાન વજડાવિયાં. ૫
સિદ્ધ ગાંધર્વ ગુણી* અપસરા, ઉલ્લટયા[15] તે નૃત્ય[16] ને નાદ[17];

---

૧ જેમના પ્રત્યક્ષ દર્શન થાય છે તે. ૨ શ્રીરૂક્મિણીજી પદ્માવતીજી તેમના નાથ, પતિ શ્રીવિઠ્ઠલનાથજી. ૩ માતાજી શ્રીમહાલક્ષ્મીજીના હ્રદય વિષે. ૪ ધોળ, બધાઇ. ૫ આનંદ. ૬ રોમાંચ, રૂંવાડે રૂંવાડે. ૭ સુવાવડનું ઘર. ૮-૯ જન્મ સમયે અલૌકિક વાજાં વાગવા લાગ્યા. ૧૦ પોતાની પાસે જે હતું તે બધાનું દાન કારણ કે પોતાનું નામ શ્રીવલ્લભ એટલે શ્રીલક્ષ્મીજીને પ્રિય છે અને વળી તેમના પતિ છે એટલે ગમે તેટલું દાન કરવામાં કોઇ પ્રકારની ન્યુનતા આવેજ નહિ ૧૧ અત્યંત કોમળ ૧૨ પુત્ર. ૧૩ પ્રકટયા. ૧૪ કાંને સાંભળીને. * ટોળેટોળાં. ૧૫ હર્ષ પામ્યાં અને ઉતાવળાં આવ્યાં. ૧૬ નાચ. ૧૭ વાજાં.

આલ્હાદ[1] ભર્યા શ્રીવલ્લભજીયે, માનિયા[2]. ૬

બ્રહ્મા મહાદેવ મુનિ હરખિયા, વરખિયા[3] કુસુમ[4]સમૂહ;
આ મોહ ટાળ્યો જગત્‌ના જીવનો. ૭

નિગમસામ[5] શાખા સહસ્ત્ર[6]સું, કરે રે ભલા[7] નિર્ઘોષ[8];
આ ઘોષ[9]પતિ ભગવદી ભેટતાં. ૮

વેદવિહિતકૃત્ય[10] સર્વે કીધાં, દીધાં બહુપેરે ગૌદાન;
આ માનસું સ્વજન સંતોષિયાં. ૯

કનકકચોળાં[11] કુમકુમ[12] ભર્યાં, અક્ષત[13] દૂર્વા ભર્યારે સુથાળ;
આ માલ[14] પારિજાત[15]ની મહમહે[16]. ૧૦

તોરણ પરણુ[17] સહકારના[18], ધરણીયે[19] ચંદન[20]તણાં નીર;
વીર[21] શ્રીગોપીનાથ શ્રીવિઠ્ઠલ પ્રકટિયા. ૧૧

દધિ[22] દુધ ઘૃત[23] મધુ[24] માંડવે, સેરિયે વહે રે સુગંધ;
સુગંધે મોહ્યા અલિકુલ[25] આવિયા. ૧૨

સુત[26] માગધ સાધુ સર્વે મળ્યા, મળિયા તે માંહોમાંહ;
ઉત્સાહ ભર્યા કો કોને જાણે નહીં. ૧૩

---

૧ આનંદ. ૨ સત્કાર કર્યો. ૩ વૃષ્ટિ કરી. ૪ પુષ્પ, ફુલ. ૫ સામવેદ. ૬ હજાર. ૭ સુંદર. ૮ ગાન, ધ્વનિ. ૯ વ્રજપતિ શ્રીવિઠ્ઠલનાથજી "ઘોષપતિ ભાગ્યવંત (ભગવંત) ભેટતાં" એવો પણ પાઠ છે. ૧૦ વેદને અનુસરીને સઘળી ક્રીયા. ૧૧ સોનાના કટોરા. ૧૨ કંકુ. ૧૩ પીળા ચોખા. ૧૪ માળાઓ. ૧૫ હારસિંગારના ફુલ. ૧૬ સુગંધથી બ્હેકી રહેલી. ૧૭ પાંદડાં. ૧૮ આંબાના. ૧૯ પૃથ્વી ઉપર. ૨૦ ચંદનના પાણીનો છંટકાવ. ૨૧ ભાઇ. ૨૨ દહીં. ૨૩ ઘી. ૨૪ મધ તથા સાકર. ૨૫ ભગવદીરૂપી ભમરાઓ. ૨૬ બંદીજન–ભાટચારણ.

શુકદેવ[૧] સબલ આનંદિયા, વંદિયા શ્રીવલ્લભજીના ચરણ;
ગિરિધરણ[૨] શ્રીભાગવત મ્હારૂં નિરખશે. ૧૪

સકળ કલા કલિકાલમાં, કલ્પદ્રુમ[૩] પ્રકટિયો આજ;
આ કાંજ[૪] મનવાંછિત પૂરવા. ૧૫

તૈલંગતિલક[૫] ત્રિભુવનધણી, મણિ મરકત ઘનવાન[૬];
સમાનરૂપે નિરખતાં કોયે નહી. ૧૬

ગણુક[૭] ગર્ગાદિક[૮] આવિયા, ભાવિયા દિયે રે આશિષ;
જગદીશ શ્રીવલ્લભઘેર પ્રકટિયા. ૧૭

ધવલ[૯] ધન્યાશ્રી ગાન જે કરે, ઉચ્ચરે[૧૦] શ્રીવિઠ્ઠલજી અવતાર;
સારસ્વતલીલા તે જન લહે[૧૧]. ૧૮

દાસનો દાસ જાય વારણે[૧૨] બારણે રહ્યો રે ઉત્સવ જુવે;
કોઇએક[૧૩] ભગવદિ તે સમે. ૧૯

## इति श्रीगोपालदासजीकृत तृतीयाख्यान संपूर्ण.

## आख्यान चोथुं.

( રાગ ભુપાલિ તાલ આડાચોતાલો. )

પહોર દિવસ ચઢે ગવાય છે.

તે[૧૪] પદ[૧૫] વંદુ[૧૬] શ્રીવલ્લભનંદજી[૧૭], ત્રિભુવનમંગલ પરમાનંદજી;

---

૧ ભક્તિનું જેને બળ છે એવા શ્રીશુકદેવજી. ૨ શ્રીવિઠ્ઠલનાથજી ૩ કલ્પવૃક્ષ સમાન શ્રીવિઠ્ઠલનાથજી. ૪ મનોરથ. ૫ તૈલંગકુળમાં શ્રેષ્ટ. ૬ મેઘના જેવા રંગવાળા, શ્યામવર્ણ. ૭ જોષી. ૮ ગર્ગાચાર્ય વિગેરે. ૯ ધોળ, આખ્યાન. ૧૦ ગાય. ૧૧ અનુભવ કરે. ૧૨ બલિહારી જાઉં. ૧૩ "કો કોન ભાગ્યવંત તે સમે" એવો પણ પાઠ છે. ૧૪–૧૫ જેના ચરણકમલની રજને શોધે છે. ૧૬ વંદન કરૂં છું. ૧૭ શ્રીવિઠ્ઠલનાથજી.

**સકલજીવનો ટાળ્યો[૧] દ્વંદ્વજી, જગમાં[૨] વ્યાપ્યો સુખમકરંદજી[૩].**

## ઢાળ.

સુખદ[૪] વંદુ શ્રીવલ્લભસુતના, પદાંબુજ[૫] સુકુમાર[૬];
નિગમરહસ્ય[૭] વિચાર કીધો, સકલજન નિસ્તાર[૮]. ૧
બ્રહ્મકુળ[૯] હરિ અવતર્યા, તે[૧૦] ટાળવા ભૂમિભાર[૧૧];
શ્રીનાથવિઠ્ઠલ નામ નિરુપમ, વૃંદાવન શૃંગાર[૧૨]. ૨
એક રસના[૧૩] કેમ કહું ગુણ, પ્રકટ વિવિધ[૧૪] વિહાર[૧૫];
નિત્ય લીલા નિત્ય નૂતન, શ્રુતિ[૧૬] ન પામે પાર. ૩
સકલ શાસ્ત્ર પ્રમાણ બોલે, પદ સારમાંહે સાર;
તત્વમાંહે તત્વ ત્રિભુવન, ભક્તનો આધાર. ૪
સર્વે અંગોઅંગ રસ ભર્યા રસ ભર્યાં લોચન[૧૭] ચારુ[૧૮];
ચલણવલણે[૧૯] બોધવ્યા[૨૦], હૃદય ભાવ અનેક પ્રકાર. ૫
મુખસુગંધે[૨૧] મોહ્યા અલિ[૨૨] સકલ, તે આવી કરે રે ગુંજાર;
સરસવચન[૨૩] ઉચ્ચારમાત્રે[૨૪], સંશયનો પરિહાર[૨૫]. ૬
નામવ્યાજે[૨૬] પ્રકટ કીધો, મુક્તિશત્રુકાર[૨૭];
ભુજદંડ[૨૮] સ્પર્શે ભય હર્યા, એવા નાથ અમિત[૨૯] ઉદાર.૭

---

૧ સુખ દુઃખ; દ્વૈતમતનું ખંડન કરી શુદ્ધાદ્વૈતનું સ્થાપન. ૨ જગત્‌માં. ૩ ભાષાદિક ગ્રંથ. ૪ અલૌકિક સુખ. ૫ ચરણકમલ. ૬ અતિ કોમળ. ૭ વેદનું રહસ્ય એટલે ભક્તિ. ૮ પોતાના જનનો ઉદ્ધાર. ૯ બ્રાહ્મણ કુળ. ૧૦ શ્રીવિઠ્ઠલનાથજી. ૧૧ પૃથ્વિ ઉપરનો પાખંડરૂપી ભાર. ૧૨ વૃંદાવનના આભૂષણ રૂપ. ૧૩ જીભ. ૧૪ અનેક પ્રકારની. ૧૫ રાસક્રીડાદિક. ૧૬ વેદ. ૧૭ નેત્ર. ૧૮ સુંદર. ૧૯ નેત્રોના હાલવા ચાલવાથી. ૨૦ દર્શાવ્યા. ૨૧ અમૃત રસના પાનથી. ૨૨ ભમરારૂપી ભક્ત. ૨૩ ભક્તિરસ સહિત. ૨૪ શ્રુતિ અને વેદના પ્રમાણથી. ૨૫ દુર કરેછે. ૨૬ પ્રભુનું નામ લેવાથી, મીષથી. ૨૭ અજ્ઞાનાદિક મટાડવાનો ઉપાય. ૨૮ શ્રીહસ્ત, ૨૯ પરમ, અપાર.

સ્વસ્વરૂપ[1] અર્થે પ્રેરજિયા[2], કૃતહુતા[3] જે સંસાર;
રાજકાજે[4] જોડિયા જન, ઉચ્ચાવચ[5] નરનાર. ૮
આગે[6] તે અંશે[7] પ્રકટિયા તે, ગ્રંથ[8] કહ્યા બહુવાર;
શ્રીયશોદા[9] ઉત્સંગ લાલિત, પૂરણ[10] અતિસુકુમાર. ૯
અનેક ધર્મ કહ્યા પ્રભુજીયે, નિગમને અનુસાર;
ગિરિરાજધરનો[11] તાપ ટાળ્યો, શ્રીલક્ષ્મણસુત[12] નિરધાર[13].૧૦
પોતે[14] તે પ્રાકટ્ય પોતાતણો, રસતણો કર્યોરે ઉચ્ચાર;
પોતે તે અંગોઅંગ સુખદ[15] શોભા, સદન[16] અંગીકાર.૧૧
સ્કંધસંખ્યાએ[17] કહ્યાં પદ[18], શ્રીભાગવત રસરાજ;
ભક્તજનપદરજપ્રતાપે[19], સકલ સરીયાં કાજ. ૧૨

## इति श्रीगोपालदासजीकृत चतुर्थाख्यान संपूर्ण.

## आख्यान पांचमुं.

( રાગ સામેરિ. તાલ પ્રથમની તુકો આડા ચોતાલામાં અને પાછળની તુકો દીપચંદીમાં ).

સંધ્યા પછી ગવાય છે.

શ્રીવિઠ્ઠલ સુખકારી. નામે[20] નિષ્પાપ[21] થાય નર નારી;

---

૧ પોતાનું સ્વરૂપ; સ્વરૂપ સેવા. ૨ પ્રેરણા કરી, બોધ કર્યો. ૩ અહંતા-મમતાવાળા જીવો. ૪ પોતાના કાર્યો કરવામાં. ૫ ઉચ્ચ નીચ. ૬ પ્રથમ. ૭ અંશાવતાર. ૮ વેદશાસ્ત્ર પુરાણાદિક. ૯ શ્રીયશોદાજીના ખોળામાં ખેલવાવાળા. ૧૦ શ્રીપૂર્ણપુરૂષોત્તમ. ૧૧ શ્રીપુરૂષોત્ત. ૧૨ શ્રીવલ્લભાચાર્યજી. ૧૩ નિશ્ચય. ૧૪ એજ પ્રભુએ ( શ્રીવલ્લભાચાર્યજી) પોતાના પુત્ર રૂપે. ૧૫ બ્રહ્માનંદ અને ભજનાનંદ. ૧૬ ગૃહસ્થાશ્રમ. ૧૭ શ્રીભાગવતના સ્કંધ બાર અને એકેક પદમાં એકેક સ્કંધનો સાર. ૧૮ તુક, ચરણ. ૧૯ ભાયલા કોઠારી વિગેરેના ચરણની રેણુના પ્રતાપથી. ૨૦ નામ સ્મર્ણથી. ૨૧ પાપ રહિત.

દુર્ગતિ સકલ નિવારી, પ્રકટ્યા શ્રીવ્રજપતિ રાસ[૧]વિહારી. ૧
માયિક[૨]મત જેણે ખંડ્યો, ભક્તિમાર્ગ જેને બહુપેરેં મંડ્યો[૩];
ઉત્પથ[૪]જન સર્વે દંડ્યો[૫], મૂરખ[*] હેતુ કુશબ્દ વિતંડ્યો. ૨
વદન[૬] સુધાકર[૭] જ્યોતિ, વ[૮]ચન રસિકરસ રાસ ઉદ્યોતિ[૧૦];
નવજલઘનવપુ[૧૧] પોતે, સરસ સુધારસ કીધા પ્રભુ હોતે. ૩
ભક્તિપક્ષ દ્રઢ કીધો, વચનસુધારસ[૧૨] જન શ્રુતિ[૧૩] પીધો;
અર્થ સકલ જેનો સીધો, તે લીલામાંહે તાણીને[૧૪] લીધો. ૪

## વળણ.

જે લીલામાંહે અંગીકારકરિયોરે, તેનો સકલતાપ નિસ્તરિયો;
જેને શ્રીવિઠલનાથ વિચારેરે, તેને પ્રકટ પદારથ[×] ચારે[×]. ૫
ઉપરાંત ભજનફલ[૧૫] આપે, વ્રજમંડલ સ્થિર કરી સ્થાપે[૧૬];
તેને દેવ મુનિ સર્વે ગાયે, તે સર્વ ઉપરાંત સુહાયે[૧૭]. ૬
ત્હેને કાલ[૧૮] કર્મ[૧૯] નવબાંધે[૨૦], જમ[*] તેસિર ધનુષ ન સાંધે;

---

૧ શ્રીકૃષ્ણ ચંદ્ર. ૨ માયાવાદિનો મત (પ્રભુ તથા જગત્ જુદું છે, જગત્ અસત્ય છે અને માયાવડેજ આવું દેખાય છે). ૩ સ્થાપન કર્યો. ૪ વેદ વિરૂદ્ધ રસ્તે ચાલનારાઓ. ૫ શિક્ષા આપી. * વિતંડાવાદીઓ; મૂર્ખપણું ઉપજાવનાર ખરાબ શબ્દ. ૬ શ્રીમુખ. ૭ વચનામૃત રસ, ચંદ્ર. ૮ પ્રકાશથી. ૯ શ્રીમુખના વચનામૃત. ૧૦ નિકળે છે. ૧૧ પોતાનું શ્રીઅંગ નવીન મેઘના જેવું શ્યામ. ૧૨ શ્રીમુખના વચનરૂપી અમૃત. ૧૩ કાન. ૧૪ અંગીકાર કર્યો. × ધર્મ, અર્થ, કામ, મોક્ષ. ૧૫ સેવા. ૧૬ રાખે. ૧૭ શોભેછે. ૧૮ તાવ વિગરે, બાળપણ કે ઘડપણ. ૧૯ પ્રારબ્ધના પાપપુણ્ય. ૨૦ બાધા કરે નહી. * યમરાજાનું જોર તેનાપર ચાલી શકતું નથી.

એવો મારગશ્રીવલ્લભવરનો,જ્યાંહાંનહી પ્રવેશ વિધિ[૧] હર[૨]નો.૭
જ્યાંહાં[૩] નિત્ય રાસ બહુપેરે, મધ્યનાયક[૪] નૃત્યત[૫] ઘેરે[૬]:
જ્યાંહાં રત્નજડિત તટ સરિતા[૭] નવપલ્લવ[૮] ભૂમિ હરિતા[૯].૮
જ્યાંહાં ધાતુ રત્ન ગિરિરાજે, વાજીંત્ર વિવિધપેરે વાજે;
જ્યાંહાં યુવતિયૂથ[૧૦] બહૂ માંહે, શ્રીજી[૧૧] શ્યામલવર્ણ સુહાયે. ૯
એણીપેરે શ્રીગુસાંઇજીને જાણો, જાણી અહર્નિશ ગાઇ વખાણો;
જે જીવજાત હોય કોઇ, તેને તત્ક્ષણ સર્વે સુખ હોઇ. ૧૦
સેવકજન[૧૨] દાસ તમારો, તેનો રૂપવિયોગ[૧૩] નિવારો[૧૪]. ૧૧

## इति श्रीगोपालदासजीकृत पंचमाख्यान संपूर्ण.

## आख्यान छठ्ठं.

( રાગ પરજ ત્રિતાલ અથવા દીપચંદી. )

રાતના બે વાગતે ગવાય છે.

સગુણ[૧૫] સ્નેહી શામળા[૧૬] વહાલા[૧૭], અહર્નિશ[૧૮] દર્શન આપોજી;
પરમસુખ[૧૯] દેવાને કાજે, વ્રજમંડલ સ્થિર કરી સ્થાપોજી.૧
શ્રીવલ્લભકુંવર[૨૦] કોડામણા[૨૧], તમારૂં નામ નિરંતર લીજેજી;

---

૧ બ્રહ્મા. ૨ શિવ. ૩ વ્યાપી વૈકુંઠ. ૪ બે ગોપીની વચ્ચે એક શ્રીઠાકુરજી ૫ નૃત્ય કરે છે. ૬ ઘેરીને. ૭ શ્રીયમુનાજી. ૮ લીલી હરીયાળી. ૯ લીલા રંગની. ૧૦ ગોપીજનનો સમૂહ. ૧૧ શ્રીઠાકુરજી તેજ શ્રીવિઠ્ઠલનાથજી. ૧૨ ગોપાલદાસ. ૧૩ મૂળ સ્વરૂપનો વિરહ. ૧૪ મીટાવો. ૧૫ ઐશ્વર્યઆદિ ૬ ગુણ, અલૌકિક ગુણ. ૧૬ શ્યામવર્ણવાળા. ૧૭ પ્યારા. ૧૮ રાતદિવસ. ૧૯ અલૌકિક સુખ. ૨૦ શ્રીવિઠ્ઠલનાથજી. ૨૧ ઇચ્છા પૂર્ણ કરનાર.

રૂપસુધારસ[1] માધુરિ તે, લોચન[2] ભરિ ભરિ પીજેજી. ૨
તેપદ[3] ક્યારેં દેખિશું, જે ગોધનપુંઠે[4] ધાયેજી;
વ્રજસુંદરી[5] મુખસુખ પામીને, વારંવાર અધાયેજી[6]. ૩
દિવસ સર્વે શ્યામા[7] મળી, રસરૂપ[8] તણો જશ ગાયેજી;
ગોપમંડલી[9]મધ્ય દેખીને, વારંવાર સુખ થાયેજી. ૪
વાસર[10] નિર્વાહ એમ કરે, સખી સાંયંકાલે[11] પેખેજી[12];
અલક[13] મુખ ખુરરજ[14] લાગી તે, કમલભ્રમર[15] વિશેષેજી. ૫
ગોપબાલકમંડલી મધ્યે, રંગઅનેક[16] ઉપજાવેજી;
મત્તગજગતિ[17] મલપતા વાલો, શ્રીગોકુલમાંહે આવેજી. ૬
લોચનભૃંગ[18] પીયે ઘણું તે, પ્રકટ મુખમકરંદજી[19];
કમલપત્રસી[20] આંખડી તે, જોઇજોઇ ટાલ્યા દ્વંદ્વજી[21]. ૭
જોતાં તૃપ્તિ ન ઉપજે પ્રભુ, અધરસુધારસ[22] પાયેજી;
ભુજલતા[23] ભીડી ભામિનીનો[24], દિવસતાપ બુઝાવેજી[25]. ૮

---

૧ સ્વરૂપની સુંદરતાના દર્શનરૂપી અમૃતમાં રહેલી મધુરતાનું અમોને પાન થાય. ૨ નેત્ર. ૩ જે આપના ચરણ ગાયોની પછવાડે દોડે છે તેના દર્શન. ૪ ગાયોની પછવાડે. ૫ " વનદેવી સુખ પામીને " એવો પણ પાઠ છે. ૬ તૃપ્ત થાય છે. ૭ ગોપીજન. ૮ પ્રભુ. ૯ સખાની મંડળી; ગોપબાળક. ૧૦ દિવસે. ૧૧ સાંજે. ૧૨ દર્શન કરે છે. ૧૩ વાંકા કેસ. ૧૪ ગાયની ખરીથી ઉડેલી રજ. ૧૫ શ્યામ કુટિલ કેસ હોવાથી જાણે કમળ (મુખ, ઉપર ભમરાઓ ફરતા હોય. ૧૬ અનક પ્રકારના હાસ્યવિનોદ વડે આણુંદ. ૧૭ મદોન્મત્ત હાથીની પેઠે ડોલતા મંદ ચાલથી. ૧૮ આંખો રૂપી ભમરાએ. ૧૯ શ્રી મુખ કમળમાંથી જે મકરંદ (સુગંધ) પ્રકટ થાય છે તેનું પાન. ૨૧ સાંસારીક સુખ દુઃખ. ૨૨ અધરામૃતનું પાન. ૨૩ ગાઢ આલિંગન. ૨૪ શ્રીગોપીજન. ૨૫ શાંત કરે છે.

પૂરણ સુખ દઇ ગોષ્ઠમાં[1] પ્રભુ, આઘેરા[2] પાઉંધારેજી;
જસોમતી લે ભાંમણા[3] સુતને, નીરાંજન[4] ઊતારેજી. ૯

વસ્ત્રાંચલ[5] મુખરજ[6] પોંછિને[7], હરિરૂપ સકલ નિહાળેજી;
ઊભી થાયે રોમાવલી[8] કર[9], કોમલ અંગ સંભાળેજી. ૧૦

પેરેં પેરેં[10] ફરી વારણા[11] સુતને, સદનમાં[12] પધરાવેજી;
સુંદરી[13] ગૃહકારજમિષે[14] વળી[15], નિરખવાને આવેજી. ૧૧

ઉષ્ણોદક[16] સોંધા[17] ભેળી હરિને, અંગ અંઘોળ[18] કરાવેજી;
અંગવસ્ત્ર કરી સ્વચ્છવપૂને[19], પાછે તેલ[20] ચઢાવેજી. ૧૨

વિવિધવસન[21] સુગંધ નીવી, ફૂલ[22] અંબોડે ફાવેજી;
ઠણુઠણુતો[23] વહાલો[24] લાડકડો તે, ભોજનશાળાયે[25] આવેજી. ૧૩

શ્રીરાધા અધરસુધા[26] વિના પિઉને, બીજું કાંઇ નવ ભાવેજી;
પ્રાત:[27] પધારે ને નિશાયે[28] આવે, પ્રીત નવો ઉપજાવેજી. ૧૪

માતાનું મન રંજવા[29] પ્રભુ, આરોગ્યા બહુ સ્વાદેજી;

---

૧ ગૌશાળામાં. ૨ નંદાલય તરફ. ૩ બલૈયાં. ૪ દૃષ્ટિ દોષ દૂર કરવા રાઇ તથા મીઠું માથેથી ઉતારે છે, " રાઇલૂણ ઉતારેજી " એવો પણ પાઠ છે. ૫ સાડી અથવા વસ્ત્રના છેડો. ૬ શ્રીમુખ ઉપર ચોટેલી રજ. ૭ લુછીને. ૮ રોમાંચ; રૂંવાડાં. ૯ શ્રીહસ્ત. ૧૦ વારંવાર. ૧૧ બલૈયાં. ૧૨ ઘરમાં. ૧૩ વ્રજ ભક્ત. ૧૪ ઘર કામકાજને બ્હાને. ૧૫ ફરીથી, પાછાં. ૧૬ ઉનું જળ. ૧૭ સુગંધીઓ. ૧૮ સ્નાન કરાવે છે. ૧૯ શ્રીઅંગને સ્વચ્છ કરીને. ૨૦ ફુલેલ સમર્પે છે. ૨૧ ઋતુ અનુસાર અનેક પ્રકારના અત્તરો, વસ્ત્રો તથા આભૂષણો પહેરાવે છે; " અનેક સુગંધ વસન ને ભૂષણ " એવો પણ પાઠ છે. ૨૨ ચોટીમાં ફુલ ગૂંથે છે. ૨૩ નૂપુરના ઠણુઠણુ અવાજથી, મંદમંદ લટકતી ચાલ. ૨૪ અત્યંત પ્રિય. ૨૫ ભોગ મંદિરમાં. ૨૬ અધરામૃત. ૨૭ સવારે વનમાં પધારે. ૨૮ સાંજે ઘેર આવે. ૨૯ ખુશી કરવા.

સુગંધબાંડી[1] કર ધરીને, ઉઠયા નૂપુરને નાદેજી. ૧૫
સકલ[2]વ્રજમાં પોઢિયા વહાલો, વિવિધરસસુ[3]ખદાનજી;
એ લીલા[4] મારે મન વસો તે, ભક્ત[5] માગે માન[6]જી. ૧૬
શ્રીવિ[7]ઠ્ઠલ દ્વિજ[8]રૂપ તમારૂં, લીલા એણીપેરે ઝાં[9]ઝીજી;
ઓ[10]ળવે કેમ ચાલશે જે, પ્રીત અમસું બાં[11]ઝીજી. ૧૭

## इति श्रीगोपालदासजीकृत षष्टाख्यान संपूर्ण.

## आख्यान सातमुं.

( રાગ બિલાવલ તાલ ચર્ચરી ).

સૂર્ય ઉગ્યા પહેલાં ગવાય છે.

આપ સેવા કરી શીખવે શ્રીહ[12]રિ,
ભક્તિ[13]પક્ષ વૈભ[14]વ સુદૃ[15]ઢ કીધો;
આપની લીલા તે વ[16]દન પોતે કહી,
ઉ[17]ચ્ચાર આનંદ અધિક દીધો. ૧
વેદ[18]દધિમધ્ય ન[19]વનીત જે ભ[20]જનરસ,
મ[21]થિત માધુ[22]રી જી[23]વે શ્ર[24]વણે પીધો;

---

૧ શ્રીહસ્તમાં લેઇને. ૨ આખા વ્રજમંડળમાં. ૩ અનેક પ્રકારના રસનું સુખથી દાન દેવાવાળા. ૪ નંદાલયકી બાળ લીલા. ૫ ગોપાલદાસજી. ૬ સન્માન. ૭ પાંડુરંગ શ્રીવિઠ્ઠલનાથજી ( પૂર્ણપુરૂષોત્તમ શ્રીકૃષ્ણ ચંદ્ર ): શ્રીગુસાંઇજી. ૮ ચંદ્ર; બ્રાહ્મણ રૂપ. ૯ અનંત. ૧૦ ઉડાવી નાંખશો અગર ઓળવશો તો હમારી શી દશા થશે ? ૧૧ પ્રીતની લગની બહુ લાગી છે. ૧૨ શ્રીવિઠ્ઠલનાથજીએ. ૧૩ ભક્તિમાર્ગ. ૧૪ વિસ્તાર પૂર્વક. ૧૫ અત્યંત દૃઢ. ૧૬ શ્રીમુખે. ૧૭ શ્રીસુબોધિનીજી આદિ ગ્રંથો વાંચી સંભળાવી પોતાના ભક્તને આનંદ આપતા. ૧૮ વેદરૂપી દહિમાં. ૧૯ માંખણ. ૨૦ ભક્તિરસ. ૨૧ મથન કરવાથી. ૨૨ મિષ્ટતા. ૨૩ દૈવી જીવોએ. ૨૪ કાનદ્વારા કથા વાર્તા સાંભળીને ભક્તિરસનું પાન કર્યું.

તર્કમયે[1] કર્મપથ સ્નેહરસહીન[2] જે,
શ્વેત[3] જાણી વિમુખ[4] તાણી[5] લીધો. ૨
એ[6] ચરણ શરણ વિના લોક દશચારમાં[7],
કહોની કેનો કાંઇ અર્થ સીધો;
શૂં[*] કહું ચતુર થઇ થઇ અને વિસ્તરે,
ભજે નહી તે પશુ વિષય ગીધો. ૩
બોલ વલ્લભસુવન[8] વિમલ[9] વાણી,
જેની ગતિ બ્રહ્માદિ દેવે ન જાણી. ૪
નંદનંદનરૂપે[10] રાસલીલા[11] કરી,
પોતે ન ઉચ્ચરી છાની રાખી;
દિવસ એકાદની ઉત્તરાકુંવરપ્રતિ[12],
વ્યાસનંદન[13] વિમલવદન[14] ભાખી[15]. ૫
બ્રહ્માદિ મહામુનિ અતિજ્ઞાન પારંગતા,
તે મધુસિંધુની[16] કહિયે માંખી;
ન કોય હુવો ન હોય એ રૂપસમ[17],

૧ છાશરૂપી કર્મમાર્ગ. ૨ પ્રભુ પ્રત્યે સ્નેહ વગરના. ૩ સફેત રંગ જાણી. ૪ વિમુખ જીવોએ. ૫ ગ્રહણ કર્યો. ૬ પ્રભુના. ૭ ચૌદલોકમાં. * ( ધીક્કાર બતાવીને ) હવે હું વધારે શું કહું ! ચતુર પુરુષ થઇને પ્રભુની સેવા અને તેનું સ્મરણ વિસ્તારપૂર્વક કરતા નથી અને ગીધ પક્ષીની માફક માત્ર વિષય વાસનામાં રચ્યાપચ્યા રહે છે, " પશુ વિષય કીધો " એવો પણ પાઠ છે. ૮ શ્રીવિઠ્ઠલનાથજી. ૯ પવિત્ર વાણી. ૧૦ શ્રીકૃષ્ણાવતાર ધારણ કરીને. ૧૧ રાસક્રીડા. ૧૨ પરિક્ષિત રાજા પ્રત્યે. ૧૩ વેદવ્યાસજીના પુત્ર શ્રીશુકદેવજી. ૧૪ પવિત્ર મુખથી. ૧૫ કહી. ૧૬ ભક્તિરસના મધુર સમુદ્રની. ૧૭ શ્રીવિઠ્ઠલનાથજી સમાન.

તેહના સકલ[૧] નિજ નિગમ[૨] સાખી. ૬
એ[૩] પ્રભુ રસપુંજ[૪] ભૂ[૫]વચક ભાગ્યહીન,
જીવ જેણે કણિકા[૬] ન ચાખી;
તેને દેવ[૭] ઉપર રહ્યા ધિક્કાર બોલે,
મંદમતિ કહી અને નિંદા દાખી. ૭
વિબુધ[૮] વાંછે વાસ વસુમતી[૯] ઉપરે,
શ્રીવલ્લભકુંવરની ટ્હેલ[૧૦] કરવા;
ઘોષથી[૧૧] વેગે[૧૨] પાઉંધારિયા ગિરિભણી[૧૩],
શ્રીગિરિરાજધરણ[૧૪]નો તાપ[૧૫] હરવા. ૮
ફૂલ ફેંટે[૧૬] ભર્યાં વસન વાઘાતણા[૧૭],
વિવિધ ભૂષણ[૧૮] તે અંગ ધરવા;
તુરંગ[૧૯] ચાલે વાયુવેગે[૨૦] ઉતાવળો,
જાણે નૌકા[૨૧] ચાલી સિંધુ[૨૨] તરવા. ૯
દિવસ[૨૩]એકાર્ધનો વિરહ તે યુગસમો[૨૪],

---

૧ પોતાના બધા દૈવી જીવો. ૨ વેદ સાક્ષિ. ૩ શ્રીગુસાંઇજી. ૪ રસનો સમૂહ, અખંડ આનંદાત્મક તથા રસમય સ્વરૂપવાળા. ૫ ભૂમિપર. ૬ લેશમાત્ર સ્વરૂપાનંદનો અનુભવ ન કર્યો તે. ૭ સ્વર્ગમાંથી દેવતાઓ. ૮ દેવતાઓ, સ્વર્ગમાં જેનો વાસ છે તે. ૯ ભૂતલપર. ૧૦ સેવા, પરચારગી. ૧૧ શ્રીગોકુલથી. ૧૨ ઉતાવળા. ૧૩ શ્રીગિરિરાજ. ૧૪ શ્રીગોવર્દ્ધનનાથજી. ૧૫ આરતિ. ૧૬ ઝોળીમાં. ૧૭ વાઘાને માટે વસ્ત્રો. ૧૮ અનેક પ્રકારના આભૂષણો. ૧૯ ઘોડો. ૨૦ પવન વેગે. ૨૧ હોડી. ૨૨ સમુદ્ર. ૨૩ અર્ધા દિવસનો. ૨૪ યુગસમાન.

નિરાંજન[1]મીષે રૂપ હૃદય ધરવા;
જીવને[2] એ કૃત્ય[3] નિત્યપ્રતિ ક્ષણુક્ષણુ,
શ્રીવિઠ્ઠલનાથ એવા ઉચ્ચરવા[4]. ૧૦

રૂપ[5] બેઉ એક તે ભિન્ન થઇ[6] વિસ્તરે,
વિવિધ લીલા કરે ભજનસાર[7];
વિવિધ વચનાવલી[8] નયનસેને[9] મિલિ,
સંજ્ઞા[10] સૂચવે નિશવિહાર[11]. ૧૧

વિવિધમુક્તાવલી[12] પાટસૂત્રે[13]કરી,
ગલસરી[14] શોભતા કરે શૃંગાર;
વિવિધ કુસુમાવલી[15] ગ્રથિત હાથે[16] કરી,
એકએકને[17] કંઠે આરોપે[18] હાર. ૧૨

વિવિધ[19] મેવા ભોગ મધુર મિષ્ટાન્ન[20] રસ[21],
ધસમસ્યા[22] અર્પે તે બહુ પ્રકાર;

---

૧ આરતિના મીષથી. ૨ દૈવી જીવનું. ૩ કાર્ય. ૪ સ્મરણુ કરવું. ૫ બન્ને સ્વરૂપ એકજ છે. ૬ જુદા સ્વરૂપ ધારણુ કરીને વિવિધ લીલાઓનો વિસ્તાર કરે છે. ૭ સેવા આેર નામ સ્મરણુનો સાર. ૮ નાના પ્રકારના રસબોધક વચનામૃત. ૯ નેત્રના કટાક્ષવડે. ૧૦ સમસ્યા. ૧૧ રાત્રીની ક્રીડાઓ. ૧૨ અનેક પ્રકારની મોતીની માળાઓ. ૧૩ રેશમની દોરીમાં પરોવેલી માળાઓ. ૧૪ કંઠની માળાઓ. ૧૫ અનેક પ્રકારના ફુલની માળાઓ. ૧૬ શ્રીહસ્તે ગૂંથેલા. ૧૭ પરસ્પર એક બીજાને. ૧૮ ધરાવે છે. ૧૯ અનેક પ્રકારનો લીલો સુકો મેવો. ૨૦ બાળભોગની સામગ્રી. ૨૧ કેરી, શેરડી વિગેરેનો રસ. ૨૨ સુગંધીદાર સામગ્રીની બહેક ઉડી રહે છે.

વિવિધ બીડા સુગંધ કર્પૂર એલચી,
લવંગ પુંગી[1] અને ખેરસાર.[2] ૧૩
વ્યજન[3] શીતલ વાયુ મુકુર[4] કરકમલ ધરિ,[5]
દેખાડતાં મોહે સકલ સંસાર;[6]
એ અહર્નિશ[7] ધ્યાન શ્રીવિઠ્ઠલાભિધાન,[8]
સકલ કલિમલ[9] દુરિતકોટિ ક્ષાલે.[10] ૧૪
એ પ્રભુ[11] ભુવિ[12] પ્રગટે વિપ્રવરતનુધરી,[13]
દીઠડે[14] ત્રિભુવનતણાં ચિત્તચાલે;[15]
હાવભાવાદિક[16] કોટિકોટિક કરે,
મદનજવરવ્યથા[17] તે વેગે ટાલે.[18] ૧૫
જાલરંધ્રે[19] સખી જણે ચિત્રે લખી,[20]
વાંછિતા[21] નાથની છબિ નિહાળે;
કમલ[22] ખંજન[23] મીન[24] મધુપ[25] જ્યાં ત્યાં થકી,[26]

---

૧ સોપારી. ૨ કાથો. ૩ પંખાઓ ઢોળાય છે. ૪ દર્પણ. ૫ શ્રીહસ્તે ધરી. ૬ આખા વિશ્વને મોહ પમાડે છે. ૭ રાત્રિ દિવસ. ૮ શ્રીગુસાંઇજીનું. ૯ કળીકાળના કોટી પાપ નાશ થઇ જાય છે. ૧૦ "ક્ષાર" એવો પણ પાઠ છે. એનો અર્થ સર્વ પાપને ધોઇને બુદ્ધિને નિર્મળ કરે છે. ૧૧ આવા પ્રભુ ૧૨ ભૂતલ ઉપર. ૧૩ બ્રાહ્મણદેહ ધારણ કરીને (શ્રીવિઠ્ઠલનાથજીને સ્વરૂપે) પ્રગટ થયા ( સાક્ષાત્ પધાર્યા ). ૧૪ દર્શન માત્રથી. ૧૫ ત્રિભુવન ચલાયમાન થઇ જાય છે. ૧૬ કામ ચેષ્ટાઓ અનેક પ્રકારની કરવાથી. ૧૭ કામ જ્વરથી થતી પીડા. ૧૮ તરત શાંત થઇ જાય છે. ૧૯ જાળીનાં છીદ્રોમાંથી. ૨૦ દર્શનથી મુર્છાગત થાય છે, સ્તબ્ધ થાય છે. ૨૧ મનને ભાવતા પતિ-પ્રભુ. ૨૨ શ્યામ અથવા લાલ કમળ. ૨૩ એક જાતનું અતિ ચંચળ પક્ષી ૨૪ મચ્છ. ૨૫ ભ્રમર. ૨૫ જ્યાં ત્યાંથી.

વક્રલોચન[1] પ્રાંત[2] પાછાં વાળે[3]. ૧૬
દાસનો દાસ ભણે સકલ સજ્જન સુણે,
શ્રીવિઠ્ઠલ[4] આપનું બિરદ[5] પાળે. ૧૭

## इति श्रीगोपालदासजीकृत सप्तमाख्यान संपूर्ण.

## आख्यान आठमुं.

( રાગ ધન્યાશ્રી તાલ આડાચોતાલો. )

પહોર દિવસ ચઢે ગવાય છે.

લલિત[6] મનોહર, શ્રીવલ્લભસુવન[7] સુજાણ[8],
નખશિખ[9]સુંદર, વ્રજજનજીવનપ્રાણ. ૧
વદનકાંતિ[10] જાણે, ઉદયા કોટિક[11] ભાણ[12]
દ્વિજકુલમંડન[13], પ્રકટ્યા પુરૂષ પ્રમાણ[14]. ૨
નામનિરૂપમ[15], ઉચ્ચરે[*] સકલ કલ્યાણ,
તેના સાખી[16], ચારે વેદ પુરાણ. ૩
અસુર[17] હણેવા[18], બ્રહ્મવાદ કરી વખાણ[19],

---

૧ વાંકી દૃષ્ટિ. ૨ કટાક્ષ. ૩ પાછાં ફેરવેછે. ૪ શ્રીઠાકુરજી. ૫ પ્રતિજ્ઞા. ૬ સુંદર. ૭ પુત્ર શ્રીગુસાંઇજી. ૮ ચતુર શીરોમણી; વેદશાસ્ત્ર પુરાણાદિ સર્વમાં નિપૂણ. ૯ ચરણારવિંદના નખથી તે શિખા સુધી. " નિરખો ને સુંદરી વ્રજના જીવણપ્રાણ " એવો પણ પાઠ છે. ૧૦ શ્રીમુખનું તેજ; શ્રીમુખમાંથી વચનામૃતરૂપી કાંતિ તે માયાવાદરૂપી અંધકારનો નાશ કરે છે. ૧૧ કરોડો. ૧૨ સૂર્ય. ૧૩ બ્રાહ્મણ તૈલંગ કુળના આભરણ રૂપ. ૧૪ વેદ જેમને ઉત્તમ પુરૂષ તરીકેજ નિરૂપણ કરે છે એવા જે શ્રીપુરૂષોત્તમ "પુરાણ" એવો પણ પાઠ છે. ૧૫ ઉપમા આપી ન શકાય એવું આપનું નામ. * જેનું નામ સ્મરણ કરવાથી સર્વનું કલ્યાણ થાય છે. ૧૬ સાક્ષી. ૧૭ માયાવાદી. ૧૮ નાશ કરવા. ૧૯ શુદ્ધાદ્વૈત "કરપાણ" એવો પણ પાઠ છે. એના અર્થ ખડગ થાય છે.

ભકિત કરે સૌ, વાજંતે[1] રે નિશાણ. ૪

વૈષ્ણવજનને, આપે પદ[2] નિર્વાણ,

મારગ[3]મુકતો, કોય ન માગે દાણ. ૫

ચરણચાખડી[4], વંદે[5] રાજા[6]રાણ,

સરસ[7] થયા જે, હુતા પ્રેત[8] પાષાણ[9]. ૬

હતિતપતિતનું[10], જુવો તમે પ્રકટ[11] એંધાણ[12],

શેષ[13] સહસ્રમુખ[14], ઉચ્ચરે[15] જેહેના વખાણ[16]. ૭

ચૌદલોકમાં, વરતે[17] જેહની આંણ[18],

ત્રાસતિમિરનું[19], જાણે[20] સકલ વિહાણ[21]. ૮

અધર્મ સકલનું, પેરેપેરે[22] કીધું વિત્રાણ[23],

ધર્મ સકલનું, પ્રભુજીયે કીધું ત્રાણ[24]. ૯

સન્મુખ કીધા, જે હુતા ભ્રષ્ટ[25] અજાણ[26];

નિર્ભય[27] કીધા, શિરપરધરી[28] નિજપાણ[29]. ૧૦

---

૧ વાજતે ગાજતે ભક્તિ કરવા માંડી. ૨ મોક્ષ પદનું દાન; નિત્ય લીલા સ્થળ. ૩ ભક્તિમાર્ગ સર્વ પ્રતિબંધથી રહિત; કોઇનો કર લાગતોજ નથી, સ્વતંત્ર છે. ૪ પાદુકાજી. ૫ નમન કરે છે. ૬ રાજાના રાજા, ચક્રવર્તી, "રાણો રાણ" એવો પણ પાઠ છે. ૭ ભક્તિરસવાળા થયા. ૮ ભૂત. ૯ પથ્થર. ૧૦ આ નામના પ્રેતો. ૧૧ પ્રત્યક્ષ. ૧૨ ચિન્હ. ૧૩ શેષજી. ૧૪ હજાર મુખે એટલે બે હજાર જીભથી. ૧૫ કહે છે. ૧૬ સ્તુતિ. ૧૭ ફરે છે. ૧૮ દુહાઇ. ૧૯ જમરાજા વિગેરેનો ભય તથા (માયાવાદરૂપી) અંધકારનો ૨૦ માનો. ૨૧ નાશ. ૨૨ ધીમે ધીમે, અનેક પ્રકારથી. ૨૩ નાશ કર્યો. ૨૪ રક્ષા કરી. ૨૫ બહિર્મુખ. ૨૬ અજ્ઞાની. ૨૭ અભયદાન કર્યું. ૨૮ માથા ઉપર મુકી. ૨૯ પોતાનો શ્રીહસ્ત.

નિગમ[1] તત્વરસ, યશભર્યાં અમૃત સંધાન[2],
રૂપસુંદરતા[3], શું કહું નહી કોઇએ સમાન.૧૧
કૃપા કરી હરિ, રાખી બહુવિધિ[4] કાન[5],
સેવકજનને[6], રાખીલ્યો એહ લાણુ[7]. ૧૨

ઢાળ.

એવા તે ગુણનિધિ[8] નાથ ગાતાં, બ્રહ્મહત્યાદિક અઘ[9] ટળે,
લીલા તે લહરીસિંધુ[10] ઝીલે, રાસરસિકને[11] જઇ મળે. ૧૩
નિઃસાધનજનહિતકરેવા[12], શ્રીનાથવિઠ્ઠલ આવીયા,
વ્રજમાં તે હીંડે મલપતાં[13] તે, વ્રજસખીમન[14] ભાવીયા. ૧૪
કમલનેણે[15] ને અમૃતવેણે[16], વાક્યમાધુરી[17] રેડતા,
વેદાચ્ચંચન[18] મીષે[19] ભુજચ્ચલણે[20], કરી સોહે સૌને તેડતા[21]. ૧૫
રંગે[22] તે રંગ્યા રસભર્યા, પ્રભુ ઘોખમાં[23] લીલા કરે,
અધિક અધિક પ્રતાપ[24]પૂરણ, જસ દશોદિશ વિસ્તરે. ૧૬

---

૧ ભક્તિરસ. ૨ દર્શન કરાવે છે; અનુભવ કરાવે છે. ૩ આપના શ્રીઅંગની સુંદરતા. ૪ બહુ પ્રકારથી. ૫ બિરદ; ટેક. ૬ ભાઇલા કોઠારીનો દાસ ગોપાલદાસજીને. ૭ સુખનો લાભ. ૮ ઐશ્વર્યાદિ અલૌકિક છ ગુણના ભંડાર એવા નાથ શ્રીવિઠ્ઠલનાથ. ૯ પાપ. ૧૦ સમુદ્રમાં મોજાઓ ઉઠે ને પાછા તેમાં સમઇ જાય છે. ૧૧ પ્રભુના નામ તથા ગુણ ગાન રૂપી લહેર ઉઠે છે એટલે જીવ પ્રભુમય થઇ જાય છે. ૧૨ જ્ઞાનાદિ સાધનરહિત એવા જે દૈવી જીવને અંગીકાર કરવાને. ૧૩ ગજગતિ ચાલથી. ૧૪ શ્રુતિરૂપા (વ્રજભક્ત)ના મનમાં ઘણોજ આનંદ થતો હતો. ૧૫ સુંદર કમળ જેવાં નેત્રોથી. ૧૬ મધુર વચનથી. ૧૭ શ્રીસુબોધિન્યાદિકરૂપી વચનામૃત ભક્તના કાનમાં રેડતા. ૧૮ વેદમંત્રોના ઉચ્ચાર કરતી વખતે. ૧૯ બહાનું. ૨૦ શ્રીહસ્તના હાલવા ચાલવાથી. ૨૧ વ્રજભક્તોને બોલાવતા. ૨૨ શૃંગાર રસ યુક્ત થઇને. ૨૩ શ્રીગોકુલમાં. ૨૪ પ્રભાવ.

ભાંતભાંત લીલા કરે પ્રભુ, સાત સ્વરૂપ સોહામણા,
એકએકપેં અધિક શોભા, વ્રજસખી લે ભામણા[1]. ૧૭
પેરેપેરે પરિવાર[2] સોહે, દેવ મોહે નિરખતાં,
ઉચ્છાહ આનંદ ઉલટયો તે, કુસુમ[3] વરખે હરખતાં. ૧૮
પ્રતિસદન[4] શોભા અતિઘણી, ભણી[5] વેદવદને ન જાય,
મકરંદ[6]માતા ભ્રમર ગુંજે, પક્ષીનાદ[7] સુહાય. ૧૯
અંતઃપુર[8]લીલા કરે સખી, સકલ જન સંતોષતા,
જાણે મત્તમાતંગ[9] છૂટયા, નૂપુરને[10] નિરઘોષતા. ૨૦
હાર કંકણ કર્ણભૂષણ[11], નાદ[12]નાના હીંડતાં,
ગાન ગાયે ને સૂર સુહાયે, શ્રીનવનીતપ્રિયાજીને પોઢતાં. ૨૧
સંધ્યાસમ શૃંગાર નૂતન, ફૂલ ગુંથે સૌ[13] મળી,
સદનશોભા[14] નિરખતાં તે, લક્ષ્મી[15] મન પામ્યા રળી[16]. ૨૨
વાસ વાંછે વ્રજ વસેવા[17], એણીપેરે સુખ પામવા,
શ્રીપુરૂષોત્તમ ઉત્તમવરને[18], સમે[19] જોઇ શિર નામવા[20]. ૨૩

---

૧ બલૈયા, ઓવારણા. ૨ અનેક પ્રકારનો પરિવાર, બાળક, બેટી, પુત્રવધુ પૌત્ર આદિ. ૩ ફુલની વૃષ્ટિ કરે. ૪ દરેક બાળકના ઘરની શોભા. ૫ બ્રહ્માજી આ વર્ણન કરી શકતા નથી; વેદનો અર્થ ચાર એવો થાયછે. ૬ સુગંધનું પાન કરવાથી મદોન્મત્ત થયેલા ભ્રમરા ગુંજારવ કરી રહ્યા છે. ૭ અનેક પ્રકારના પક્ષીઓના શબ્દ. ૮ ગૃહસ્થાશ્રમનો અંગીકાર. ૯ જાણે મદોન્મત્ત હાથીઓ છૂટયા. ૧૦ નૂપુરનો અવાજ. ૧૧ કર્ણફુલ. ૧૨ સુંદર સ્વર; અનેક પ્રકારના ધ્વનિ. ૧૩ સૌ વહુ બેટીયો મળી. ૧૪ અંતઃપુરની અલૌકિક શોભા. ૧૫ જે સદા વૈકુંઠમાં રહે છે તે. ૧૬ મનમાં હર્ષ થયો. ૧૭ વ્રજમાં રહેવાને. ૧૮ શ્રેષ્ટ, પતિ. ૧૯ અધિકાર પ્રમાણે યોગ્ય સમે. ૨૦ દંડવત્ કરવા.

લીલાને અનુસાર કલરવ[1], કૂજંતા[2] દ્વિજ[3] શોભીયા.
સ્વ સ્વભાવત્યાગી[4] ધ્યાનરાગી[5], કોઇક ભાવે લોભીયા[6]. ૨૪
સહચરીરત્ન[7] સુકંઠનાદેં[8]. ગાન[9] સુજસ પ્રકાર,
રસિકજન[10] મન સહચરી મલી, કરે તે ઉચ્ચાર. ૨૫
એણીપેરેં લીલા કરે, શ્રીવલ્લભ[11]રાજકુમાર,
ભક્તજનના કોડ[12] પુરો, આપો ચરણવિહાર[13]. ૨૬

## इति श्रीगोपालदासजीकृत अष्टमाख्यान संपूर्ण.

## आख्यान नवमुं.

### ( રાગ બિભાસ તાલ આડાચોતાલો ).

### સવારમાં ગવાય છે.

નિત્યપ્રતિ[14] ક્ષણુક્ષણુ સમરિયે, શ્રીવલ્લભનો પરિવાર[15]રે રસના[16],
શ્રીપુરૂષોત્તમ[17] પ્રકટિયા, જગત્[18] કરેવા ઉદ્ધાર રે રસના. ૧

---

૧ હંસ આદિ પક્ષી. ૨ શબ્દ કરે છે, ગાન કરે છે. ૩ પક્ષી, લીલાના જીવ. ૪ પોતાના જાતીસ્વભાવનો ત્યાગ કરીને. ૫ ધ્યાનમાં આસક્ત થઇને. ૬ લુબ્ધ હોઇ જાય છે. ૭ જનાનામાં રહેનારી સહચરીઓમાં (વ્રજ સખીયો) જે ઉત્તમ કંઠવાળી હોય છે તે. ૮ કોમળ કંઠે સુસ્વરથી ગાવું તે. ૯ વલ્લભ-વંશના યશનું ( વર્ણન કરે છે ) ગાન કરે છે. ૧૦ ભગવદીઓ ભગવદ્ વાર્તા સાંભળવા આવ્યા હોય તેઓ ધોળને ઝીલે છે અને ગાવા માંડે. ૧૧ શ્રીગુસાંઇજી. ૧૨ મનોરથ. ૧૩ ગોપાલદાસ માગણી કરે છે જે આપના ચરણારવિંદરૂપ જે અક્ષરબ્રહ્મ અને તેમાં જે વિહાર એટલે આપની લીલાઓ આપ કરો છો તેમાં મારો અંગીકાર કરો એટલે નિત્ય લીલામાં અંગીકાર કરો. ૧૪ નિત્ય, વારંવાર. ૧૫ કુટુંબનો, વંશનો. ૧૬ હે જીભ સ્મરણ કર. ૧૭ શ્રીવલ્લભાચાર્યજી. ૧૮ દૈવી જીવનો ઉદ્ધાર કરવાને.

કલિ[1]માં કારણ[2] એહ છે, બીજું સર્વે ભૂમિનો ભાર રે રસના,
એ વિના બીજું સર્વે બોડવું[3], ચૌદલોક શણગાર રે રસના. ૨
શ્રીગોપીનાથજી[4] સોહામણા, મણિ મરકત ઘનવાન રે રસના,
સુખ દાતા લઘુભ્રાતના[5], પૂર્ણપુરુષ[6] પ્રમાણ[7] રે રસના. ૩
કમલલોચન[8] કરુણાભર્યા[9], શ્રીવિઠ્ઠલ સુખની[10] રાશ રે રસના,
દીઠડે[11] તાપ ત્રિવિધ ટલે, સ્મરણમાત્ર અઘનાશ[12] રે રસના. ૪
શ્રીગિરિધર[13] નરભુષણ[14], ભ્રાત[15] સકલ ધુરિધાર[16] રે રસના,
વક્તા[17] વેદશાસ્ત્રતણા[18], શ્રીભામિનીજી ભરતાર[19] રે રસના. ૫
શ્રીગોવિંદ આનંદમય[20], ધર્મસકલનું ધામ[21] રે રસના,

---

૧ કલિયુગમાં ૨ પ્રભુનું નામ સ્મરણ કરવું તેજ સાધન ને બડો ગુણ. ચારે યુગના ફળઃ–સતયુગમાં ભગવાનનું ધ્યાન–ત્રેતાયુગમાં યજ્ઞ કરવાથી–દ્વાપરમાં સેવા કરવાથી, કલિયુગમાં પ્રભુપ્રાપ્તિ તેમના નામનું માત્ર કીર્તન કરવાથીજ થાય છે એ વિષે શ્રીમદ્‌ભાગવતમાં કહ્યું છેઃ—" **कलौकेशव कीर्तनात** " ૩ માથા ઉપરથી કપાયેલા વાળ અપવિત્ર ગણાય છે તેવું. "બાદલું" એવો પણ પાઠ છે. ૪ શ્રીવલ્લભાચાર્યજીના મ્હોટા પુત્ર શ્રીબળદેવજીનો અવતાર. ૫ નાના ભાઈ શ્રીગુસાંઇજી. ૬ સર્વ ગુણથી પરિપૂર્ણ સંકર્ષણ વ્યુહાત્મક સ્વરૂપ. ૭ સાક્ષાત્ વેદ સ્વરૂપ. ૮ નેત્ર કમળ સરખાં. ૯ કરુણારસથી ભરપુર. ૧૦ સુખના સમૂહ રૂપ. ૧૧ દર્શન કરવાથી ત્રિવિધ તાપ એટલે આધ્યાત્મિક, આધિદૈવીક, આધિભૌતીકના તાપને મટાડે છે. ૧૨ પાપ નાશ થાય છે. ૧૩ શ્રીગુસાંઇજીના જ્યેષ્ટ પુત્ર. ૧૪ અલૌકિક સૌંદર્યવાળા. ૧૫ છ ભાઇયોમાં મ્હોટા. ૧૬ ધુરંધર. ૧૭ ઉપદેશ કરવા વાળા. ૧૮ ચાર વેદ તથા છ શાસ્ત્રનો, ( કાપિલાદિ સાંખ્ય, પાતંજલાદિ યોગ, કાણાદતર્ક, ગૌતમ ન્યાય, જૈમિનીય, પૂર્વ મીમાંસા, વ્યાસકૃત ઉત્તર મીમાંસા ) " શાસ્તાવેદ શાસ્ત્રતણા " એવો પણ પાઠ છે. ૧૯ પતિ. ૨૦ શ્રીમહાપ્રભુજીએ શ્રીગિરિધરજી સિવાય દરેક બાળકમાં, છએ બાળકમાં એકેક ગુણ પ્રગટ રાખ્યો છે. ૨૧ નિવાસ સ્થાન.

શ્રીરાણી રંજન[1] રૂડલા[2], ભકત સકલ વિશ્રામ રે રસના. ૬

શ્રીબાલકૃષ્ણજી બાલુવા, સુંદર ભીનલેવાન[3] રે રસના,
કમલલોચન કમલાપતિ, છબી કો નહી એ સમાનરે રસાના. ૭

શ્રીગોકુલપતિ અતિગુણનિધિ, તાતતણો પ્રતિબિંબ[4] રે રસના,
પાર્વતીપતિ પ્રેમસું, શોભા સકલ કુટુંબ રે રસના. ૮

શ્રીરઘુપતિ[5] અતિગજગતિ[6], રતિપતિ[7] કરૂં બલિહાર રે રસના,
જાનકીજીવન એ સદા, મધુમણિ[8]રત્નમય હાર રે રસના. ૯

જદુપતિ જીવન જગતના, સદા મન પ્રસન્ન હુલ્લાસ રે રસના,
નાહ[9] તે મહારાણીતણા, મુખમાધુરી[10] વિલાસ રે રસના. ૧૦

---

૧ અત્યંત સુખ દેવાવાળા. ૨ સુંદર કોટિ કંદર્પ લાવણ્ય. ૩ શ્યામવર્ણુ, ઘનશ્યામ. ૪ શ્રીગોકુલનાથજી સદ્દગુણુ સંપન્ન અને શ્રીવલ્લભાચાર્યજી અથવા શ્રીવિઠ્ઠલનાથજીના પ્રતિનિધિ, બન્નેના પ્રતિબિંબ કહેવાનો ગૂઢાર્થ એજ કે પુષ્ટિમાર્ગનું સ્થાપન કરવામાં તથા તેને દ્રઢ કરવામાં જે શ્રમ શ્રીમહાપ્રભુજી તથા શ્રીગુસાંઇજીને પડયો છે તેટલોજ શ્રમ જહાંગીર બાદશાહની વખતમાં આ માર્ગનું રક્ષણુ કરવામાં, શ્રીગોકુલનાથજીને લેવો પડયો છે, વિશેષ ખુલાસો " માળાપ્રસંગ "ના પુસ્તકમાં છે. ૫ શ્રીરઘુનાથજી શ્રીરામચંદ્રજીનું સ્વરૂપ છે, શ્રીરામચંદ્રજી મર્યાદા પુરૂષોત્તમનું સ્વરૂપ હતા, તે પુષ્ટિસ્વરૂપે શ્રીરઘુનાથજી પ્રગટયા છે, ને તુલસીદાસને શ્રીરામચંદ્રજી તથા શ્રીજાનકીજીને સ્વરૂપે દર્શન આપ્યા છે. શ્રીરઘુનાથજી સાક્ષાત્ શ્રીરામચંદ્રજીનુંજ સ્વરૂપ છે. તેથી પુષ્ટિમાર્ગમાં શ્રીરઘુનાથજીના ઘરમાં રામનવમીનો ઉત્સવ હજુ સુધી ઘણોજ મ્હોટો ગણાય છે. ૬ હાથીના જેવી ચાલ; ગજેંદ્રને મોક્ષ આપવાવાળા. ૭ એમના સૌન્દર્ય આગળ કામદેવને પણુ હું વારી નાંખું છું. ૮ રત્નના હારની અંદર મધ્ય મણિની પેઠે સુંદર શોભે છે. ૯ નાથ. ૧૦ શ્રીઠાકોરજીના મુખરૂપ શ્રીવલ્લભાચાર્યજી, અને તેમણે પ્રગટ કરેલી માધુરી; જે ભાષ્યનિબંધ સુબોધિની આદિ ગ્રંથો, આ ગ્રંથોનું મનન કરવામાં જે સદા લીન રહે છે.

શ્રીઘનશ્યામજી સીંચે સુધા[1], જીવન સકલ બ્રહ્માંડ રે રસના,
નાહ તે કૃષ્ણાવતીતણા, લીલા નિત્ય અખંડ રે રસના. ૧૧
લક્ષ્મી સત્યભામા બેહુ, અગ્ર[2]જની અનુ[3]હાર રે રસના,
શ્રીનવનિતપ્રિયાજીનેરીઝવ્યા, સેવાવિવિધપ્રકારરેરસના.૧૨
શોભા યમુનાકમલા દેવકા, જેને સાતબંધૂ સૌભાગ્યરે રસના,
એહુના ચરણ સ્મરણ કરી, શ્રીવિ[4]ઠ્ઠલપદરજરતિ માગરે ર.૧૩
પુત્રપૌત્રાદિક સુખ શું કહું, જો તું મુખમાં એક રે રસના,
શ્રીવિઠ્ઠલકલ્પદ્રુમફલ્યો, તેની શાખા પસરી અનેક રે રસ. ૧૪

इति श्रीगोपालदासजीकृत नवमाख्यान संपूर्ण.

## इति श्रीवल्लभाख्यान समाप्त.



૧ પોતાને ગ્રંથ વાંચવાનો ઘણોજ શોખ હતો, તેથી જે વૈષ્ણવો ભગવદ્વાર્તા સાંભળવા આવતા તેમને કથામૃતનું સીંચન કરતા હતા. ૨ મ્હોટા ભાઇ શ્રીગોપીનાથજીના બેટીજી લક્ષ્મીજી તથા સત્યભામા. ૩ અલૌકિક સૌંદર્યનું સૂચન કરે છે. ૪ શ્રીવિઠ્ઠલનાથજીના ચરણારવિંદની રજમાં પ્રીતિકર.

॥ श्रीकृष्णाय नमः ॥

# ॥ अथ गोस्वामि श्रीद्वारकेशजीकृत ॥

# मूलपुरुष प्रारंभः

( રાગ બિલાવલ. સબેરે ગવેહે )

મૂલપુરૂષ નારાયણ યજ્ઞ, શ્રુતિઅવતાર ભયે સર્વજ્ઞ;
સાખા તૈત્રી ગોત્ર ભારદ્વાજ, તૈલંગકુલ ઉદિત દ્વિજરાજ.

( છંદ-વલણ-ઢાળ. )

દ્વિજરાજતેં હરિ આયં પ્રગટે, સોમ યજ્ઞ કિયો જબેં,
કુંડતેં હરિ કહી બાનિ, જન્મ કુલ તુમ્હારેં અબેં,
ચકિતં તતછિન ભયે સબજન, એસિ અબલોં ન ભઇકબેં,
સુનતહી મન હરખ કીનો, ધન્ય ધન્ય કહ્યોં સબેં. ૧

( ચાલ પહેલી. )

તિનકે પુત્ર ભયે ગંગાધર, તિનકે ગણુપતિ સુત વલ્લભવર;
શ્રીલક્ષ્મણ ભટ્ટ અનુભવ દેવ, શુદ્ધ સત્વ જયોં શ્રીવસુદેવ.

( છંદ-વલણ-ઢાળ. )

સત્વગુણ વિદ્યાપયોનિધિ, વિશદ કીરતી પ્રકટઇ,
ગામ કાંકરવારમેં રહિ, જાત સબ હરખિત ભઇ,
પરવપર સકુટુંબ લેકેં, ચલે પ્રાગકોં સાથ લે,
સ્નાન દાન દિવાય દ્વિજકોં, ચલે કાસી પાંત લે. ૨

( ચાલ પહેલી )

કછુદિન રહિકેં ચલેસબ દક્ષણ, આનંદિત તનુ શકુનસુલક્ષન,
ચંપારણ્ય મહીં જબ આયે, એલંમાગારૂ ગભશ્રાવ જતાએ,

( છંદ-વલણુ-ઢાળ. )

આવ જાનિ ચલે તહાંતેં, નગર ચોંડા મેં બસે,
જગતમેં આનંદ ફેલ્યો, દસો દિશ માનું હસે,
ચેહેનહે સુનિ ચલે કાસી, ફિરિવહી બન આવહીં;
અગ્નિચોંધામધ્ય બાલક, દેખિ સન્મુખ ધાવહીં. ૩

( ચાલ પહેલી )

માર્ગદિયોજાની જિયમાતા, લીયે ઉછંગમોહેદિયોરે બિધાતા,
તાત સુનત દોરી કંઠ લગાયે, તિહિછિન મંગલ હોત બધાએ,

( છંદ-વલણુ-ઢાળ.

મંગલ બધાયો હોત ત્રિહૂંપુર, દેવ દુંદુભિ બાજહીં,
જોતસીકો લગન પૂછત, પ્રથમ સમયો સાધહીં,
ધન્ય સંવત પંદ્રહા, પેંતીસ માધવ માસ હેં,
કૃષ્ણએકાદશી શ્રીવલ્લભ, પ્રકટ વદન વિલાસહે. ૪

( ચાલ પહેલી )

શ્રીવલ્લભ લે આયે કાસી, સુંદર રૂપ નયન સુખરાશિ;
સાત વરસ ઉપવિત ધરાએ, તઅતેં વિદ્યા પઢન પઠાએ.

( છંદ-વલણુ-ઢાળ. )

પઢે ચારોંવેદ અરૂ ખટ, શાસ્ત્ર મહિના ચારમેં;
તાતકો અચરજ ભયો, યહ કોન રૂપ વિચારમેં;
નીંદ આઇ કહ્યો પ્રભુ, સંદેહ કયોં તુમ કરતહો;
પ્રથમ બાની ભઇહે સો, પ્રકટ જાનો અબભયો. ૫

( ચાલ પહેલી. )

જાગ પરિ કહ્યો પત્ની આગેં, યે હેં પૂર્ણ બ્રહ્મ અનુરાગેં;
શ્રીમુખબચન કહે શ્રીવલ્લભ, માયામત ખંડનભયે સુલ્લભ.

( છંદ-વલણ-ઢાળ. )

સુક્ષભતેં દક્ષણ ચલે, અગ્યારે વરસકો વપુ ધરેં;
દોખ મામા હરખિ કે, આદર કિયો આવો ઘરેં;
વિધાનગર કૃષ્ણદેવ રાજા, બહુત મતહીજહાં મિલે;
જીતવે કનકાભિષેક સુપદે, આવત ઇહાં પહિલે. ૬

( ચાલ પહેલી. )

રામાનુજઅરુમાધ્વાચારજ,વિષ્ણુસ્વામિનીમાવતહરિભજ;
શંકરમેઅનુસરતઔરમતિ, યુક્તિપ્રબલતેંઆજસબલઅતિ.

( છંદ-વલણ-ઢાળ. )

સબલ સુનિ આપુહિ પંધારે, દ્વારપેં પહુચે જબે,
ભૃત્ય દોરી પ્રતાપ બરન્યો, રાય આયે ઇહાં અબેં;
રાય આયે પ્રનામ કીનો, સભામેં જુ પધારિયે;
સુનોહુ બિનતિ કૃપાસાગર, દુષ્ટમતહી બિડારિયે. ૭

( ચાલ પહેલી. )

ગજગતિ ચાલ ચલે શ્રીવલ્લભ, ઇનકીકૃપાભયેં સબસુલ્લભ;
રવિકે ઉદય કિરન જયોં બાઢે, તેસેં સભા પાંત ઉઠી ઠાડે.

( છંદ-વલણ-ઢાળ. )

ઠાડે સબ સ્તુતિ કરેં જબ, કિયો માયામત ખંડન;
શબ્દ જય જય હોત સબ મુખ, ભક્તિ પંથ ભુવ મંડન;
સ્તુતિ કરેં દ્વિજ હાથ જોરેં, રાય મસ્તક નાવહીં;
પરમ મંગલ હોત હેં, કનકાભિષેક કરાવહીં. ૮

( ચાલ પહેલી. )

પાછેં જલસું ન્હાય બિરાજે, બિનતી કરી રાયે મનસા જે
દ્રવ્ય સબ અંગીકૃત કરિયે, પ્રભુ બોલે યહ નાહી ગ્રહીયે.

( છંદ-વલણ-ઢાળ. )

અહિયે નાંહી ન સ્નાનજલવત, બાંટ સબનકોં દીજિયે;
બાંટિ દિનો કરી બિનતી, મોહે શરનજુ લિજિયે;
કૃપા કરિકેં શરન લીનો, થાર ભરિ મોહરેં ધર્યો;
સપ્ત લેકેં કહ્યો દેવી, દ્રવ્ય અંગીકૃત કર્યો. ૯

( ચાલ પહેલી. )

વહાંતે પંઢરપુરજુ સિધારે, શ્રીવિઠ્ઠલનાથ મિલનકોં પધારે;
ભીમરથી કે પાર મિલે જબ, હુહુતનમે આનંદ બઢયોતબ.

( છંદ-વલણ-ઢાળ. )

બઢયો આનંદ કરી બિનતી, આપુકોં યહ શ્રમ ભયે;
કહી શ્રીવિઠલનાથજીને, મિત્રતા પથ પ્રકટિયો;
ફેરિ શ્રીગોકુલ પધારે, નિરખિ જમુના હરખહીં;
સંગ દમલાદિક હતે, તિનપેં કૃપારસ બરખહીં. ૧૦

( ચાલ પહેલી. )

એક સમેં ચિંતા ચિત્ત આઇ, દૈવી કેહિબિધિ જાની જાઇ;
આસુરસોં સબ લિપ્ત સદાઇ, ભિન્ન હોય સો કોંન ઉપાઇ.

( છંદ-વલણ-ઢાળ. )

ભિન્નકોં જબ ચિત્ત ધર્યો, તબ પ્રભુ પધારે તિહસમેં;
મધુર રૂપ અનંગ મોહીત, કહત સુધ કીને હમેં;
કરો અબતેં બ્રહ્મકો, સંબંધ દૈવિ સૃષ્ટિકોં;
પાંચ દોષ ન રહે તાકો, નિવેદન કરો પુષ્ટિસોં. ૧૧

( ચાલ પહેલી. )

બચનસુની હરખે શ્રીવલ્લભ, યહ આજ્ઞાતેં પરમ અતિ સુલ્લભ
કંઠ પવિત્રા લે પહેરાયે, મિશ્રી ભોગ ધર્યો મન ભાયે.

( છંદ-વલણ-ઢાળ. )

ભયો ભાયો ચિત્તકો તબ, પુષ્ટિપંથકોં અનુસરે;
શરન જે આયે નિરંતર, કાલ ભય તે ના ડરે;
પ્રકટ સબ લીલા દિખાવત, નંદનંદન જે કરિ;
અવનીપર પદપદ્મ રાખિ, પરિક્રમા મિસ ઊરધરિ. ૧૨

( ચાલ પહેલી. )

તહાંતેં ફેરિ પંઢરપુર જુ આયે, શ્રીવિઠ્ઠલનાથ કહીમનભાએ;
કરિ વિવાહ બહુરૂપ દિખાએ, મેરો નામ સુવનકો ધરાએ.

( છંદ-વલણ-ઢાળ. )

ધરો ચિત્તમેં બાત યહ, કાશી વિવાહ જુ હોયગો;
મેં કહિ દ્વિજ આએ બિનતી, કરે ચરન સમોયગો.
આય વહાંતેં વિવાહ કીનો, અધિક મંગલ તબ ભયો;
નામ ધર્યો શ્રીમહાલક્ષ્મી, દેખિ જોરી દુઃખ ગયો. ૧૩

( ચાલ પહેલી. )

પરિક્રમા તીજિ ચિત્ત આઇ, નિકસ ચલે શ્રીવલ્લભરાઇ;
ઝાડખંડમેં પ્રભુને જતાઇ, અબકેં મોહિ મિલો મનભાઇ.

( છંદ-વલણ-ઢાળ. )

મિલેંગેં હરિદાસપેં, જહાં તોન દમન કહાવહીં;
ઇંદ્ર નાગ અરુ દેવદમન, સો મેરો નામ જતાવહીં;
ફેરિકેં જબ વ્રજ પધારે, પાંચ સેવક સંગ હે;
સદુ હે આન્યોરમેં, તહાં દ્વારપેં ઠાડે રહે. ૧૪

( ચાલ પહેલી. )

સદુ કહી સ્વામિ કછુ ખેહેં, મેવન કહિ સેવકકો લેહેં;
ઇતનેં પ્રભુ ગિરિઉપર બાલે, લાઇ નરો દૂધ રહી અન બોલે.

( છંદ-વલણ-ઢાળ. )

બોલી નરો યહ પાહુને આએ, તિનહિકો બેઠારિયે;
પ્રભુ કહત મોહે બેર લાગત, ભલી ચિત્ત બિચારિયે;
લે ગઇ પય પ્યાએ આઇ, દેખિ શ્રીવલ્લભ કહ્યો;
બચ્ચોહે કછુ હમેં દીજે, બોલ પહેલો યહ ગ્રહ્યો. ૧૫

( ચાલ પહેલી. )

દેખિ નરો બોલી હાં વારિ, નામ દીજિયે ગર્વપ્રહારી;
નામહિં દીનો પૂછી વે કહાંહે, કહિ પરવતપર જાઓ તહાંહે.

( છંદ-વલણ-ઢાળ. )

તહાં દેખે પ્રાણપતિ તબ, હુલસિ દોઉતન ફૂલહીં;
વહ સમે સુખ કહિ ન આવે, પંગુ ગતિ મતિ ભૂલહીં;
હસિ કહ્યો સકુટંબ આઓ, નિકટ રહિ સેવા કરો;
માંનિ બચન પ્રણામ કીનો, સાસુરે દિસ પગ ધર્યો. ૧૬

( ચાલ પહેલી )

કછુક દીનરહી સંગ લે આયે, બસિ અડેલમે નિજ હરખાએ;
સંવત પંદ્રહ સઠસઠ આયો, આસો વદિ દ્વાદશિ શુભ ગાયો.

( છંદ-વલણ-ઢાળ. )

ગાયો શ્રીગોપીનાથજી, જબ જન્મ લીને આયકે;
જાંનિ બલિકો રૂપ હરખિત, દેત દાન બધાયકે;
ફેરિકે ચરણાટ આયે, કછુક દિન રહે જાનિકે;
ધન્ય સંવત પંદ્રહા ધન, બહોતરા યહ માનિકે. ૧૭

( ચાલ પહેલી. )

પૌષ કૃષ્ણ નૌમી જબ આઇ, ઘર ઘર આનંદ હોત બધાઇ;
શ્રીવિઠ્ઠલનાથજન્મભયોસુનિકે,કહતફિરતઆનંદગુણગનિકે

( છંદ-વલણ-ઢાળ. )

આનંદ બાઢયો ચહુંદિસ, છબિ નિરખિ શ્રીવલ્લભ હસે;
બેઉ કછુ મુસિકાય ચિતયે, દોઉ હસનિ મેરે મન બસે;
તિલક મૃગમદ છિપ્યો હરખિત, કહાંલોં ગુણ ગાઇયે;
કૃપાતેં ઉચ્છલિત નિજરસં, છિપત નાંહીં છિપાઇયે. ૧૮

( ચાલ પહેલી. )

શ્રીગોકુલમેં બાસ સુહાંયો, રૂક્મિણિ પદ્માવતી પતિ ગાયો;
શ્રીગિરિવરધર જિનહિ છબીલે, શ્રીનવનિતપ્રિય અરવીલો.

( છંદ-વલણ-ઢાળ. )

પ્રિય શ્રીમથુરેશ શ્રીવિઠ્ઠલેશ, શ્રીદ્વારિકેશ જુ;
શ્રીગોવરધનધર શ્રીગોકુલચંદ્રમા મધુરેશ જુ;
શ્રીમદનમોહન અષ્ટ ઇહિ બિધિ,રમણ શ્રીવિઠ્ઠલનાથકે:
તાતકે ચિત જાનિ સેવા, વિસ્તરી સબ સાથકે. ૧૯

( ચાલ પહેલી )

પંદ્રહસે સત્તાનું કાર્તિક, વિમલ દ્વાદશી મંગલ નિત્ય ઢિંગ;
પ્રથમ પુત્ર પ્રકટે શ્રીગિરિધર, ષટ્ગુણ ધર્મિ ધર્મ ધુરંધર.

( છંદ-વલણ-ઢાળ. )

ધુરંધર ઐશ્વર્ય ગોવિંદ, પંચદશ નંન્યાનવે;
ઉર્જ સાંમલ અષ્ટમી શુભ, ગુરુ સુદિન પ્રકટે જબે;
ઋતુ વિઋતુ શૃંગાર આસો, અસિત તેરસ બ્રાજહીં;
શ્રીબાલકૃષ્ણજીમહાપરાક્રમી,સુખ સોરહસેં રાજહીં.૨૦

( ચાલ પહેલી )

કવિસહસુદિસાતેં શ્રીગોકુલપતિ,યશસ્વરૂપમાસાસ્થાપિતરતિ
સોરહસેં અગ્યારહ કાર્તિક સિત, અર્ક શુદ્ધ રઘુનાથશ્રીસહિત.

( છંદ-વલણ-ઢાળ. )

હેતુ નિજ અભિધાન પ્રકટે, તાત આજ્ઞા માનિકેં;
તિથી કલા ગુણ મધુર છબી, વિમલ જ્ઞાન બખાનિકેં;
શ્રીયદુનાથ પ્રકટે રહો વિરહસુ, શ્રીઘનશ્યામ સ્વરૂપકેં;
સહ કૃષ્ણ તેરસ રવિજ રિં, સત કલા શ્રીવિ લ ભૂપકે. ૨૧

( ચાલ પહેલી. )

ભામિનિરાની કમલાબખાનીં, પારવતી જાનકી મહારાની;
કૃષ્ણાવતી મિલિ સાતો કહાઇ, યહજુ અલૌકિક રૂપમહાઇ.

( છંદ-વલણ-ઢાળ. )

મહા અલૌકિક અગ્નિકુળ સબ, અલૌકિક અષ્ટ છાપહે;
અલૌકિક સબ ભકતજન જો, શરણ લીને આપ હે;
યથામતિ કછુ બરની આઇ, જાનિયો યહ દાસ હે;
શ્રીદ્વારકેશ નિરોધ માગેં, યહાં ફલકી આસ હેં. ૨૨

इति श्रीमूलपुरुष संपूर्ण.

इति श्रीवल्लभाख्यान तथा मूलपुरुष समाप्त.



॥ श्रीकृष्णाय नमः ॥

# श्रीवल्लभाख्यानमां वर्णवेली श्रीआचार्यजी महाप्रभुजीनी वंशावली सात बालक सुधीनी.

તૈલંગબ્રાહ્મણ કૃષ્ણયજુર્વેદી તૈત્રીશાખા ભારદ્વાજગોત્ર નારાયણ સોમયાગી, તેના પુત્ર ગંગાધર સોમયાગી, તેના પુત્ર ગણપતિ સોમયાગી, તેના પુત્ર વલ્લભ સોમયાગી, તેના પુત્ર લક્ષ્મણ સોમયાગી, તેના પુત્ર ત્રણ.

૧. રામકૃષ્ણભટ્ટ, ૨. શ્રીવલ્લભાચાર્ય, ૩. કેશવભટ્ટ.

( જન્મ સંવત ૧૫૩૫ વ્રજ વૈશાખ વદ ૧૧ )

શ્રીગોપીનાથજી (જન્મ સં. ૧૫૬૭ વ્રજ આસો વદ ૧૨)

શ્રીવિઠ્ઠલનાથજી (જન્મ સં. ૧૫૭૨ વ્રજ પોસ વદ ૯)

શ્રીપુરૂષોત્તમજી

ના સાત બાળકો.

૧ શ્રીગિરિધરજી, જન્મ સંવત ૧૫૯૭ કાર્તિક સુદ ૧૨.
૨ શ્રીગોવિંદરાયજી, જન્મ સંવત ૧૫૯૯ ગુજ. કાર્તિક વદ ૮.
૩ શ્રીબાળકૃષ્ણજી, જન્મ સંવત ૧૬૦૬ વ્રજ આસો વદ ૧૩.
૪ શ્રીગોકુલનાથજી, જન્મ સંવત ૧૬૦૮ માગશર સુદ ૭.
૫ શ્રીરઘુનાથજી, જન્મ સંવત ૧૬૧૧ કાર્તિક સુદ ૧૨.
૬ શ્રીજદુનાથજી, જન્મ સંવત ૧૬૧૩ ચૈત્ર સુદ ૬.
૭ શ્રીઘનશ્યામજી, જન્મ સંવત ૧૬૨૮ વ્રજ માગશર વદ ૧૩.



॥ श्रीकृष्णाय नमः ॥

# नव आख्यान मध्येना सारांशना पंडितवर्य श्रीगट्टूलालाजीए करेला व्रजभाषाना दोहानुं गूजरातीमां भाषांतर.

( દોહા. )

આખ્યાન ૧–વંદન કરિ હરિધામ જુત, લીલાસહ૦યાખ્યાન;
દ્વિવિધ સૃષ્ટિ સહહેતુ હરિ, જન્મકહ્યો આખ્યાન.૧
આખ્યાન ૨–શ્રીવલ્લભ મહિમા કહ્યો, આ બીજે આખ્યાન;
શ્રીવિઠ્ઠલવિભુજન્મલગિ,ચરિત્રસુખનિધિગાન.૨
આખ્યાન ૩–શ્રીવિઠ્ઠલવિભુ જન્મમાં, ત્રિભુવનજન સન્માન;
જોઈ મહા ઉત્સવ કહ્યો, આ ત્રીજે આખ્યાન.૩
આખ્યાન ૪–આ ચોથે આખ્યાન હરિ, કહે સ્કંધ અનુસાર;
નિજજનઅનહિતટાળિસૌનિત્યહિતઅમિતઉદાર
આખ્યાન ૫–ભક્તિમાર્ગ હરિ સ્થિર કરે, સકલ પુષ્ટિ ફલ દાન;
આપરૂપ લીલા કહી, આ પંચમ આખ્યાન. ૫
આખ્યાન ૬–શ્રીવિઠ્ઠલ પૂર્વે કરી, જે નિત્યલીલા તેહ;
કહી ષષ્ટ આખ્યાન કંઇ, ફરી તે માંગી નેહ. ૬
આખ્યાન ૭–સેવા કરિને શીખવે, હરિ ધરિ વિઠ્ઠલ રૂપ;
કહી સપ્તમાખ્યાન હરિ, લીલા જુગલ સ્વરૂપ. ૭
આખ્યાન ૮–કર્યા રૂચિર પરિવાર યુત, વિઠ્ઠલના ગુણ ગાન;
પાપહારિ મહિમા ચરિત્ર, આ અષ્ટમ આખ્યાન.૮
આખ્યાન ૯–વરણયોમનસુમરણકરણ,સુવનઆદિસુખદાન
શ્રીવલ્લભકુળવૈભવશુભ, આનવમે આખ્યાન.૯
શ્રીવિઠ્ઠલના સાત સુત, બે ભ્રાતા તે આપ;
મળી એક નવરૂપ સૌ, વલ્લભ પ્રબલ પ્રતાપ.૧૦

# જાહેર ખબર.

| | | નોછાવર | પોસ્ટેજ |
|---|---|---|---|
| ૧. | શ્રીસર્વોત્તમ સ્તોત્ર સટીક..... .... | ભેટ | ૦—૦— |
| ૨. | શ્રીગોકુલનાથજીકૃત વચનામૃત. .... | ૦—૪—૦ | ૦—૦— |
| ૩. | રસિક ધોળ પદ સંગ્રહ. .... .... | ૦—૮—૦ | ૦—૨— |
| ૪. | શ્રીઅષ્ટાક્ષર નિરૂપણ. .... .... | ૦—૨—૦ | ૦—૦— |
| ૫. | વિવિધ નામ રત્નાવલી..... .... | ૦—૮—૦ | ૦—૧— |
| ૬. | સ્વધર્મ બોધક ગ્રંથ (શ્રીજદુનાથજી મહારાજ કૃત, સુરત) .... .... | ૦—૩—૦ | ૦—૦—૬ |
| ૭. | સ્વધર્મવર્ધક અને સંશય છેદક પુસ્તક ૧. | ૦—૨—૦ | ૦—૦—૬ |
| ૮. | ,, ,, પુ. ૨ જુ તથા ૩ જુ. | ૦—૪—૦ | ૦—૦—૬ |
| ૯. | શ્રીવલ્લભાખ્યાન તથા મૂલ પુરુ . .... | ૦—૩—૦ | ૦—૦—૬ |

હાલ ઉપર બતાવેલાં પુસ્તકો ને ત્યારબાદ નવાં છપાતાં જશે તે, જે કોઈ વૈષ્ણવ દેશાવરવાળા એકજવાર ટપાલ ખર્ચ સાથે રૂ. ૨—૪—૦ અને તેથી ઉપરાંત પોતાની શક્તિ પ્રમાણે ભરે છે તેમને ભેટ દાખલ આપવામાં આવે છે. ગરીબથી તે તવંગર વૈષ્ણવો સદરહુ પુસ્તકોનો લાભ એકસરખી રીતે લેઈ શકે તેને માટે ફંડમાં ભરવાની રકમ જુજ રાખી છે. માટે શ્રીમંત વૈષ્ણવો હવે આવો અલૌકિક અલભ્ય લાભ ગર્ભિતરીતે પોતાની યોગ્યતા પ્રમાણે રકમ ભરી, લેવા ચુકશે નહીં.

ઉપર પૈકી એક જાતની ૧૦) નકલો લેનારને એક પુસ્તક ભેટ દાખલ આપવામાં આવશે.

નાટપેડ કાગળ લેવામાં આવશે નહી, જવાબ માટે ટિકિટ બીડવી.

સં. ૧૯૬૭ ના આષાડ વદ ૨ ને
ગરૂ તા. ૧૩—૭—૧૯૧૧
અમદાવાદ,
જેઠાભાઇની પોળમાં, ખાડીયા.

લી. દાસાનુદાસ,
વૈષ્ણવ હરિદાસ ઝવેરદાસ
ના દીનતાપૂર્વક જયશ્રીકૃષ્ણ વાંચશો.

---

તા. ક.—કેટલાક વૈષ્ણવો પાછળથી મેમ્બર થઇ અમારી પાસે પ્રથમનાં નિકળેલાં પુસ્તકો સીલકમાં નહીં હોવા છતાં માગે છે તે બાબુજ અયોગ્ય અને ગેરવ્યાજબી છે. માટે એ ને પહેલો.